# A
# REVIEW
OF
# DASTUR PESHUTANJEE BYRAMJEE SANJANA'S,
# PEHLVI GRAMMAR.

## PART 1,

BY

HERVAD JEMSEDJI PESHUTANJI SANJANA-VALSADVALLA,

A STUDENT OF SIR JEMSEDJI JEEJEEBHAI'S PEHLVI MUDRASA.

1873.

---

## દશતુર પેશુતનજી બેરાંમજી શંનજાંણાંનાં પેહલવી ભાષાનાં વયાકરણની તપાશ.

## ભાગ ૧ લો.

બનાવનાર

**એરવદ જમશેદજી પેશુતનજી શંનજાંણાં-વલસાડવાલા,**

તે શર જમશેદજી જીજીભાઈની પેહલવી મદરેશાનો આગલો વીદીઆરથી.

**મુંબઈ મધે,**

ધોબીતલાવપર-નંબર ૬૯૦ વાલાં ઘેરમાં

વરતમાંન પ્રેસમાં મનચેરજી હોશંગજી જાગોશે છાપેઊછે.

સને ૧૨૪૨ યજદેજરદી—સને ૧૮૭૩ અંગરેજી.

# દીબાચો.

**નામે યજદે બખશાયંદે બખશાએશગરે મેહેરબાંન.**

અશો દાદગર દાદાર હોરમજદ કે જે શાહેબે મીનુઇ
તથા આએ ફાંની જાંહાંન પેદા કીધીછે તે શાહેબનું મુબા
રક નાંમ ઇઆદ કરવા પછે આપણને રાશતીનો તથા
નેજાતનો મારગ દેખાડનાર વખશુરાંને વખશુર શત જરથો
શત અસપંતમાંનનાં પાક રૂહ ઊપર હજારો હજાર આફ
રીન તથા શલાંમનું પોંહચવું હોજો કે તે નેક જાત પેગં
મબર શાહેબે ભલી માજદીઅશની દીનની રેહનુમાઇ બત
લાવીછે, અને તે શાહેબનાં પાક નુહુંરની રોશની બંધે જેહાં
નઓ પરકાશેછે તે શાહેબની બખશેશથી તથા શત જરથોશ
તની રેહનુમાઇથી આએ બાબદ લખવાને રજા લેઊછું.

દીનદાર તથા દીનચાશીદાર તમાંમ જરથોશતી શાહે
બો આએ શવાલ પેહલ વેહલો તમો શાહેબોનાં મંનમો ઊ
પજશે કે દશતુર પેશુતનજી બેરાંમજી શંનજાંનાંનાં પેહલવી
ભાષાનાં વયાકરણ ઊપર આટલી બધી મુજાહમત કરવાનું
કારણ શું ! માહારા નેક જરથોશતીઓ એનું મોટું કાર
ણ એ જે દીન અને ધરંમનો શંભાલ કરવાને વાશતે
આએ બાબદ લખવી પડીછે.

આપણા ટોલાનાં દીનદાર નેક જરથોશતીઓએ પોતા
નાં પવીતર ધરંમની કીરતીઓ દુનીઆંમાં ફેલાવાને હજા
રો રૂપીઆ ખરચીને નાંમીચી મદરેશાઓ ઊભી કીધીછે.
જેમાં આગલ મરહુમ શર જમશેદજીએ એક પેહલવી મદ
રેશા અતરે કોટમાં શથાપી હતી કે જેનાં હમો પોતે ખુદ અ
ભીઆશી હતા—તે બાદ એક મરહુમ દશતુર મુલ્લાં ફીરોજ

જીનાં નાંમની તથા બીજી મરહુમ નાંમદાર શર —
જીજીભાઇનાં નાંમની જંનદ પેહલવી તથા ફારશી મદ્રેસાઓ
ઓ હુવડાં ચાલેછે તેઓની ખાશ તથા નેક મતલબ
છે કે આપણાં ટોલાનાં જુવાંન ધરશયો પોતાના પવીત્ર
ધરંમની નાંમીચી જુબાંનો શીખે અને પુરતી રીતે ધરમ
નુ ગણેઆન મેલવીને પોતાનાં હંમજાતી જરથોશતી ભાઇ
બંધોઓ નેક અને શાચા ધરંમનો ફેલાવો કરે, હેવી મખ
શદથી એ મદરેશાઓ અશથાપીછે, અને તેજ મદરેશાઓ
ઓ જો કુમલાં મંનનાં જુવાંન અભીઆશીઓને આપણાં
ધરમગુરૂઓ પોતાની ભાષાઓ વીશે કંઇબી અશુધ દાખલા
ઓ બતલાવે, તારે તેઓનાં કુમલાં ભેજાંઓ ઊપર કેહવી
અશર કરે તે વીશે દાંનેશમંદ વાંચનારાઓએ વીચાર કર
વો કે પરથંમઓ તે જુવાંન અભીઆશીઓ જે મદરેશાઓ
તાલીમ લીએ તેજ મદરેશાઓ જાહારે હાવો અશુધ કાએ
દો તેવોને શીખવવામાં આવે તારે તેજ વીચારો હમેશાં તે
ઓનાં મંનમો એજ અશર કરે કે આપણી ભાષાઓએતો
શેમીટીક ઊપરથી જનંમ લીધોછે, એટલુંજ નહી પણ ડા૦
ડાઊગે વીરાફની સાત બેહનોને વીરાફની બઇરીઓ કેડવી
ને જે વીરાફનાંમાંઓ ઘેલો દાખલો આપીઓચ તેવા કેટ
લાએક દાખલાઓ આએ જુવાંન અભીઆશીઓનાં મંન
ઊપર કેડવી અશર કરે અને તેઓનાં મંનમો પોતાનાં ખ
રા ધરમ વીશે કેટલો શક પેદા થાએ તે વીશેબી ખુબ વી
ચાર કરવો. ડા૦ હાઊગે શેમીટીક કાએદે કેટલાએક પેહે
લવી શબ્દોનાં ઊચચારો કરીને પછે તેજ શબ્દોના પોતે અ
રથો કીધાછે તે મધે કેહેવી રીતની ભુલ કીધીછે કે અશ
લ પેહલવી ફકરાની મતલબનો બીલકુલ નાશ કીધોછે, અ
ને શુલટાંને કેકાંણે ઊલટુંજ કીધુંછે કે અરદા વીરાફ જે

નાંમદાર અને દીનદાર દશતુરની શાન એહનો કુમારી ન'રતો હતી તેહને ઠેકાંણે ડા૦ હાઊગે અરદા વીરાફની નાંત બઈરીઓ કેડવીછે! એ શરવે ખુબીઓ શેમીટીક કાએદે પેહલવી જુબાંનનાં ઊચચારો કરવાનીછે. એજ બાબત વીશે આએ પુશતકનાં પાછલા ભાગમો હમોએ ડા૦ હાઊગની ભુલો બતલાવીછે તે વાંચવાને દાંનેશમંદ વાંચનારાઓને હમો મજબુત ભલાંમણ કરીએ છેઇએ.

માહારા નેક હંમદીન જરથોશતીઓ તમો દરીઆફત કરો કે અરદા વીરાફ જેવા દીનદાર, દીન આગાહ અને દીનચાશીદાર દશતુર ઊપર કેહેવું ખોટં તોહોમત મુકીઊછે કે તે એક શીખાઊ પેહલવી અભીઆશીબી કબુલ નહી કરે. તમાંમ પરથવીમો રોશંન તથા આશકારાં છેકે ભલી મા જદીએશની દીનનો મોજેજો શેહનશા અરદેશર બાબેગાંનને દેખાડવાને વાશતે એ દીનદાર દશતુરે પોતાનાં તંન તથા મંન ઊપર કેટલીએક શખતી ખેંચીને માંજદીએશની દીન પાછી રોશંન કીધીછે, અને તે નાંમવર દશતુરની મદદથી શેહેનશાહા અરદેશર બાબેગાંને દીનનો જુંનડો હાથમો લેઇને અશકાંનીઅંન અને બીજા રાજકરતાઓને મારી હટાવીઆ અને કેટલાએક દેશો, શેહરો, તથા મુલખો ફતેહ કરીને ઇરાંન શેહેરનાં અશલ પાએતખત બલખ બામી ઊપર જરથોશતી દીન આશકારાં કરીને ભલી માજદીએશની દીનનો જુંનડો ઊડારીઓ હતો—કે જેહેની હુકે માંજદીઅશની બરહક દીનનાં લાખો જરથોશતીઓએ પોતાનાં ખરા ધરંમની જાલવણી તથા ફેલાવો કરવાને વાશતે પોતાનાં દીલો ખુરબાંન કીધાંછે. શત હજાર આફરીન હોજો તેઓનાં અશો ફરોહરો ઊપર કે જમાનાંનાં દોરે ફલકમો હાવાબી દીનદારો તથા દીનચાશીદારો થઇ ગીઆચ.

દશતુરજી પેશુતંનજી પેહલવી જુબાંન થકી લખેછેકે— "એ ભાષાની રચનાં તેહની અંદર ઇરાંની તેમજ શેમેટીક તતવો ભેલાઇને તેનાં મેલાવરાથી થાએલીછે".

દશતુરજીનો આએ વીચાર ડા૦ હાઊગ તથા બીજા ઇઊરોપીઅન વીદીઆવાંનો, જેવો કે શેમીટીક ભાષાની હીમાએત કરેછે તેઓને ઘણોજ પશંદ પડશે કે "પારશી પરીશટ" હાવા વીચારો આપેછે, પણ તે વીદીઆવાંનોએ ઇઆદ રાખવું કે "પારશી પરીશટ"મા શેમેટીક ભાષાનું મંનમાંગતુ ભંડોલ નથી, જેમ કેટલાએક શખશો ભાગી તુટી આરેબીક ભાષા જાંણેછ તેમ કદાચ દશતુરજી જાંણતા હશે, તે વાશતે દશતુરજીનાં હેવાં લખાંણ ઊપર થોડો ભરૂશો રાખવો જોઇએછ ને કદાચ દશતુરજીનાં હાવાં લખાંણ ઊપરથી શેમીટીક ભાષાનાં હીમાએતીઓ દશતુરજીનાં ભરૂશા ઊપર રહીને જો હેવાં તકલીદી બારકશમા બેશીને માહાશાગરમા મુશાફરી કરવા જશેતો તે બારકશનો તરાપો હેવોતો શરેલો છે કે માહાશાગરમા દુબવા વગર રેહેશે નહી, તે વખતે તેઓ દશતુરજીની કદરને બુજશે!

હરેક ભાષા વીશે વીચાર આપીઆની અગાઊ તે ભાષાની વયાકરણને કાએદે અરશ પરશ બીજી ભાષાઓનાં વયાકરંણો સાથે તપાશ કરીને પછે પોતાનાં વીચારો આપીઆ હોએતો ઘણું શારૂં કે પછવાડેથી તે વીશે પશતાવું નહી પડે.

હમો ઘણા દલગીર છેઇએ કે આએ નાંધલાં પુશતકની અંદર ભાષાઓ વીશે મંનમાંગતી રીતે હમો ખોલાશો નથી કરી શકતા, નહીતો વાંચનારી આલમની એથીબી વધારે ખાતરી કરતે કે એરીઅંન ભાષાઓ કેહેવી શરશ તથા નાંમીચી ભાષાઓછે.

આએ પુશતક લખતી વખતે પુરાતન ભાષાઓ વીશે તથા ઇઉરોપીઅન ગરંથ કરતાઓનાં વીચારો વીશે ઉગમં ન પરાંતની ભાષાઓનાં એક વીદીઆવાંન ઓરીઅંટેલીશટે હમોને ઘણીએક મદદો કીધીછે તેવણનો ઘણોજ ઉપકાર માંનીએ છેઇએ.

આએ પુશતક છપાવીને લોકોમો આપવાને શારૂ કેટલાએક શાહેબોએ છપાંમણીનો ખરચ આપીઓછે તેઓનો પણ મોટો આભાર માંનીએ છેઇએ.

આએ પુશતકમો હમોએ કેટલીએક કબુલાતો આપીછે તે પરમાંણે એજ પેહલા ભાગમો છાપવાને નથી બનીઉ, શબબ કે કેટલીએક એરીઅન તથા શેમીટીક ભાષાઓનાં ટાઇપો તુરત બની નહી આવીઆનાં શબબથી હમોએ હવે પછેનાં ભાગ બીજાવાલા પુશતક વીશે મુલતવી રાખીઉંછે, અને ભાગ બીજામો પેહલવીનાં વયાકરણ તથા જરથોશત નાંમાંના ઇનાંમના લખેલા રેશાલા વીશે હમારો આધીન વીચાર લખી જણાવશું તે વેલા એરીઅન તથા શેમીટીક ભાષાઓ વીશે વધારે ખોલાશો ઘણીએક શાહાદતો શાથે કરશું કે દાંનેશમંદ વાંચનારા જરથોશતાઓની ખાતરી થાશે કે શચાઇની ફતેહ કોંણની તરફછે.

આએ નાંધલું પુશતક વાંચનારા શાહેબોને અરજ કરીઆમો આવેચ કે આએ પુશતકમો કાંઇબી છાપાઓની ભુલ ચુક ઉપર નજર પડેતો મેહેરબાંનીની રાહે શુધારીને વાંચવું અને તે વીશે દરગુજર કરી કંમતરીનને માંફ કરવુ. તંમ શાહેબોને હમારી દુવા એજછે, તે આંમીન આંમીન હોજો.

રોજ ૨૬ મો માહા ૧૨ મો શેનશાહી શને ૧૨૪૨, રોજ ૨૧ મો માહ ૧ લો કદમી શને ૧૨૪૩ ઇયજદેજરદી.

દ૦ જ૦ પે૦ શંજાંણાં.

**શમશ્ત જરથોશતી અંનજુમંન શાહેબો—**

દશતુરજી શાહેબ પેશોતંનજી બેહેરાંમજી શનજાંણાંએ
પેહેલવી ભાષાનું વેઆકરણ છપાવી બાહાર પાડેઊંછે, તે
વીશે એવણ શાહેબે જે મેહેનત લીધીછે, તે બાબે એવણનો
ઊપકાર માંનવો જોઇએચ. પણ એવણનું બનાંવેલું વયા
કરણ પ્રથમથી તે છેલા શફાવોવેર વાંચીઆથી હમો ઘણા
જ દલગીર છઇએ, કાંકે દશતુરજી પેશોતનજી પોતાનો વી
ચાર હુવો આપેછે કે પેહેલવી ભાષામો શેમેટીક તતવોછે.
આએ વીચાર ઘણોજ ભુલ ભરેલોછે તે વીશે નીચે લખે
લા દાખલાઓથી તમો શાહેબોની પુરતી ખાતેરી થાશે.

શાહેબો—આ દીનદાર ધરમગુરની વીરૂધ લખવાને હ
મો ઘણા દલગીર છઇએ; પણ જો હમો હમારી ખરી ફ
રજ એક જરથોશતી તરીકે અદા નહી કરીએતો હમારા
જેવો તકશીરવાર બીજો કોઇ નહી ગણાય. નેક વાંચનારા
શાહેબોએ જાંણવું જોઇએચ કે દશતુર પેશોતનજી શાથે કો
ઇબી રીતની હમોને દુશમેની નથી; પણ માતર માજદીઅશની
પવીતર દીનનાં માહાબાહારત પાયાને જે નુકશાંન થાએ તે
હની અગાઊ તેનો બચાવ કરવાની એક ખરા દીનદાર ત
રીકેની હમારી ખરી ફરજ અદા કરવી જોઇએચ. કાંકે
આપણા દીનદાર તથા દીનચાશીદાર અકાબર શાહેબોએ,
તથા શર જમશેદજી જીજીભાઇ ટરાંનશલેશન ફંડનાં ટરશટી
શાહેબોએ * તથા બીજા દીનઆગાહ જરથોશતી શાહેબોએ

---

* ઊપલી બાબદ લખાઆ પછે એ ફંડ માહેલા એક તરશટી
શાહેબ મરહુમ શેઠ રૂશતમજી જંમશેદજીનાં ગુજરીઆ પછે આએ બાબ
દ તે મરહુમ શેઠ શાથે કશો શબંધ ધરાવતી શમજવી નહી. એ નાંમદા
ર અકાબરનાં મરણથી હમો બેહદ દલગીર છઇએ અને એ મરહુમ શે
ઠનાં બોહોલાં કુટંમબ તથા દોશત આશનાઓ તથા જરથોશતી ટોલાનાં શા
હેબોઆ ઘણાજ દલગીરછે.

એ પુશતકની ઘણીએક નકલો લીધીછે, તે શરવે શાહેબોએ આ દશતુરજીનાં ભરોશા ઉપર લીધી હશે. તેમાં અગત કરીને મરહુમ નાંમદાર શર જમશેદજી જીજીભાઈનાં તરાં નશલેશન ફંડનાં ટરશટી શાહેબોએ વગર વીચાર કરવે ન જદીક ૩૦૦) તરણશો નકલો લીધીછે, એ કાંમ ઘણુંજ અ નઘટતું થાએઊંછે, કાંકે હરેક પુશતકની જાહારે એટલી બધી નકલો ખરીદી તાહારે બારીકીથી ટરશટી શાહેબોએ વીચા ર કરવો હતો કે હેવાં પુશતકને આશરો આપવો વાજબી છે કે નહી? અને એ પુશતકની તરણશો નકલ ખરીદ ક રીઆની અગાઊ એ ફંડનાં ટરશટી શાહેબોનો વાજબી હ ક એ હતો કે એ પુશતક તપાશવાને કેટલાક દીનદાર દશ તુરો, મોબેદો, તથા બેહેદીનોની એક કમેટી મુકરર કરીને તેવોનાં વીચારો એ પુશતક ઊપર લઈને પછે એ પુશતક ને જોઈતો આશરો આપતે તો તે વાજબી હતું. કાંકે એ પુશતક માતરે પેહેલવી ભાશાનાં અભીઆશીઓને નાં મનું ઊપીઓગીછે. એ કાંઈ દીન ધરમને કાંમનું નથી. તેઆરબાદ વલી શારી શતાથી હેવું માલમ પડેછે કે એ ફંડ નાં ટરશટી શાહેબો ઈઊરોપખંડનાં કેટલાંક પુશતકખાનાં ઓમો, તથા વીદીઆવાંન ધરશયો ઊપર એ નજીવાં પુશત કો મોકલનારછે. જો આએ વાત ખરીજ હોયતો હમો ઘ ણાંજ દલગીર છઈએ, કાંકે ઈઊરોપીઅન વીદીઆવાંનો એ ઊપર નુકતેચીની તથા મુજાહેમત કરવાને ચુકશેતો નહી પ ણ બીજી એક અગતની બાબદમો જે તેવો હમેશાં પોકારો મારેચ તેહમો તેવોને આએ દશતુરજી શાહેબે એક જાલ મ હથીઆર કરી આપીઊછે, કાંકે કેટલાંક વરશો થયાં, ઈ ઊરોપનાં વીદેઆવાંનોમાં હેવી તકરાર ચાલેછે કે ઈરાંની આએ શેમેટીકનાં ઊપરથી કેટલીક ધરમની ચાલચલણ લી

ધીછે. એટલુંજ નહી પણ ઈરાંનીઓએ પોતાની ભાશાઓ મો શેમેટીક ભાશાનાં મુલ તતવો લીધાછે. પણ વલી બી જી તરફથી એજ તકરારનાં અંદર તેઓનાંજ જાતભાઇ વીદીઆવાંનો હુવા દાખલા આપેછે કે શેમેટીકવાલાઓએ ઈરાંનીઓથી પોતે લીધુંછે. એમ થઆથી જારે શેમેટીક ભાષાનાં હીમાતીઓ આએ તકરારમાં ફાવતા નથી તાહા રે નાચારીએ તેવો ખાલી પોકાર મારેછે કે પારશીઓના પરીશટો પોતે કબુલ કરેછે કે ઈરાંનીઓની ભાશાઓમો શે મેટીક મુલ તતવોછે. દીનદાર જરથોશતીઓ તમો વીચા ર કરો કે દશતુર પેશોતનજીએ કેહવું જાલમ હથીઆર ઈ ઊરોપીઅન વીદીઆવાંનોનાં હાથમો આપેલુંછે કે તે હથી આર તેવો બાપોકારથી આપણી શાંમએ વાપડશે. ખેર, તેની ચીંતા નહી—કાંકે ઈઊરોપનાં વીદીઆવાંનોને એટલી બી ખબર નથી કે પારશીઓના પરીશટોમાં શેમેટીક ભાશા ઓનું કેટલું ભંડોલછે ? માતરે થોડી ઘણી આરેબીક શીવાય. તે વાશતે હાવાં કીતાએલાં તથા બુઠાં હથીઆરો ની હમો કશીબી ધાશતી નથી રાખતા, પણ હમોને લખવા ને ઘણી મોટી દલગીરી એજ લાગેછે કે આએ નજીવું પુશતક ઈઊરોપખંડનાં કેટલાક વીદીઆવાંનોમો શનદ તરી કે ગણીઆમો આવશે, તથા એ પુશતકનાં વીયાકરણ વીશે જે ટીકાઓ થશે તે ઊપરથી તેઓ એમજ શમજશે કે પા રશી પરીશટો હાવો ભાગો તુતો કાયદો જાંણતા હશે.

નેક જરથોશતીઓ તમો વીચાર કરી જોવો કે આપ ણા ટોલાના ઘણાંક શાહેબોએ હજારો રૂપીઆનો ખરચ ક રીને મરહુમ દશતુર મુલ્લાં ફીરોજજી, તથા મરહુમ નાં મદાર શર જમશેદજી જીજીભાઇનાં નાંમથી જે જંદ, પેહે લવી તથા ફારશી મદરેશાઓ કાહાડીછે તે શાહેબોની ખા

સ મતલબ એ હતી કે આપણાં ટોલાનાં જુવાંન ધરશથો પોતાના પવીતર ધરમની નાંમોચી ભાશાઓ શીખે, અને પુરતી રીતે ધરમનું ગનેઆંન મેલવીને પોતાના હમજાતી જરથોશતી ભાઇબંધોને નેક અને શાચા મારગોનો ફેલાવો કરે, તેહુને ઠેકાણે દશતુર પેશોતનજી જેવા એક ધરમગુરૂ પોતાના શાગીરદોને તથા જુવાંન અભીઆશીઓને હેવું દેખાડવા માંગેચ કે શેમેટીક ભાશા ઊપરથી પેહલવી ભાશા ઊભી થાઇછે! કે જે અશુધ વીચાર આજ કેટલાંક વરશો થયાં કેટલાક ઇઊરોપીઅન વીદીઆવાંનો આપતા આવેઆ છે તેવા અશુધ વીચારને પારશીઓના ધરમગુરૂ ટેકો આપે, એ કેહવી દુખ ભરેલી વાતછે. જે જુવાંન અભીઆશીઓ બાલક અથવા વાજબી પુછાવો તો નાંદાંન બુધીઓ પોતાનાંજ ધરમગુરૂથી હાવો બોધ લીએતો જરથોશતી ધરમને લગતી ભાશાઓ ઊપર તે જુવાંન અભીઆશીઓ કેટલો ભરૂશો રાખે? તે વીશે નેક વાંચનારા શાહેબો તમો પોતેજ વીચાર કરી જોવો, કાંકે જો ઘડીભર તકરારને ખાતર આપણે હેવું કબુલ કરીએ કે ઇરાંનીઓની ભાષાઓ શેમેટીક મુલ તતવોછે, તારે કેટલાક ઇઊરોપીઅન ગરંથ કરતાઓનો હેવોબી વીચારછે કે જરથોસતી ધરમઓબી શેમેટીક લોકોનાં ધરમનાં તતવોછે, એ વીશે દશતુરજી શા હેબ શું કેહચ? તે હમો જાંણવા માંગીએચ; કાંકે જો દશતુરજી એક કોલ કબુલ કરેછે કે શેમેટીક તતવો પેહલવીઓછે તાહારેતો દશતુરજીને ફરજછે કે આએબી કોલ કબુલ કરે કે જંદ અવશતાઓબી શેમેટીકનાં મુલ તતવોછે! પણ જો કોઇબી વીદીઆવાંન શખશ હેવી બાબદોની બારીકીથી તપાશ લેશેતો ખોલ્લી રીતે શાબેત કરશે કે ઇરાંનીઓની ભાષાનાં ઘણાંએક મુલ તતવો શેમેટીક વાલાઓએ

લીધેલાછે, તેહની શાબેતી હવેપછેનાં શબ્દાવોઓ બતલાવી આપીશું કે દશતુરજીનાં પસંદ કીધેલા ઇઊરોપીઅન વીદો આવાંનો પોતે કબુલ કરેછે કે ઇરાંની ભાષાઓનાં તતવો શે મેટીકઓતો શું પણ ઇજીપત, બેબેલંન, અને શેમેટીક લોકો ની કુટંબવાર ભાષાઓઓ પણ મલી આવશે. એ દાખલા બતાવીઆથી દશતુર પેશોતનજીની તથા જરથોસતી આલ મની વધારે ખાતરી થાશે.

હાલ તુરત મરહુમ નાંમદાર શર જમશેદજી જીજીભા ઇવાલી તથા મરહુમ નેકનાંમ દશતુર શાહેબ મુલાંફીરોજ મદરેશાઓની કારોબાર મંડલીનાં શાહેબોને ઘણીજ નમન તાઇથી અરજ કરીએચ કે જો જરથોસતી ધરમનો શંભા લ કરવો હોયતો એ બંધે મદરેશાઓમો દશતુર પેશોતનજીવા લું પેહેલવી વયાકરણ દાખલ નહી કરવું. અને આએ ચે તવણી આપેઆ બાદથી જો એ અશુધ પુશતક દાખલ ક રશો તો ધરમની ખરી કીરતીને જાંહખ પોંહચાડશો, તે વાશતે હમારા નેક જરથોસતીઓ ખરા દીનદાર તરીકે ત મારો વાજબી હક ધરમ શંબંધી બતલાવો જોઇએચ ન હીકે ધરમનાં ખરા કોલને એક બાજુએ મુકીને એક દશ તુરજીને રાજી રાખવા શારૂં આએ કાંમ કરવું. આએ તકરાર ઊપરથી ઘણાએક શાહેબો એક અગતનો શવાલ એ પુછશે કે ધરમ શાથે પેહેલવી ભાષા શું તાલુકો રાખે ચ તેહનો ઘટતો જવાબ આએછે કે આપણા અવશતાનાં પાક કલાંમોની જે પવીતર જુબાંનછે તેનાં અરથો આ પણા બુજરગો તથા નેઆગાંનોએ પેહલવી જેહવી ચાલુ ભાશામાં કીધેલાછે. અને જો દશતુર પેશોતનજીનાં લખેઆ પરમાંણે તે ભાશા "ઇરાંની તેમજ શેમેટીક તતવો ભેલાઇને તેનાં મેલાવરાથી થાએલીછે" તારે આપણાં જંદ અવશતાનાં

ઘણાક શબ્દો શેમેટીકને મલતા આવેચ તે વાશતે દશતુર
જી પેશોતનજીનાં વીચાર પરમાંણે અવશતા જુબાંનબી શે
મેટીક તતવો મેલાઇને થએલી હોએ એમ કેહવાને ક
શો શંધેહ રેહશે નહી! કાંકે એ દીનઆગાહ દશતુરજી
જાહારે એક કોલ કબુલ કરેચ તાહારે બીજો કોલ કબુલ ક
રવાને નાં નહી કેહશે. કેટલાએક ઇઊરોપીઅન ગરં
થ કરતાઓ હેવું કેહછે કે ઇરાંની ભાષાઓમાં માતરે શે
મેટીક તતવોજ નથી, પણ જરથોશતી ધરમમો કેટલાક
શેમેટીક ધરમનાં તતવોછે. આએ ઠેકાંણે દશતુરજી શાહે
બ તમારો શું વીચાર જણાંવશો તે મેહેરબાંનીની રાહે
આલમનાં લોકોને જાહેર કરો.

દશતુર પેશોતનજીએ પેહલવી જેવી પવીતર ભાષા ઊપર
જે તોહમત મુકોઊચ તે બીલકુલ ગલત અને ખોટુંછે કાંકે દ
શતુરજીએ પોતાની ખોટી મતલબ શાચવવાને વાશતે હેવો
ગલત વીચાર આપેઓછે. વલી દશતુરજીએ જે પેહેલવી ભા
શાનું વેઆકરણ બનાવેઊછે તેમાં શેમેટીક ભાશાનાં તથા
ડાકટર સપીગલનાં પેહલવી વેઆકરણ ઊપરથી પોતે પોતા
નાં વેઆકરણની રચના ગોઠવીછે, તેહેને ટેકો આપવાને હાવી
ખોટી ગોઠવણો કરવી પડીચ; એટલુંજ નહી પણ દશતુરજી
હેવું શમજાવા માંગેચ કેઃ—

"સુરીઆની જબાંન ને શેમેટીક ભાષાને નાંમે હાલમો ઓલખા
એછે તેનું વપરાંણ કદીમ પારશી ભાષાની શાથે મેલાઈ જવાથી પેહલવી
ભાશાની તેમાંથી ઊતપંતી થાએલીછે, અને એ વાત માંનવા જોગછે." *

ઊપર લખેલો વીચાર ઘણોજ ભુલ ભરેલોછે, કે જે
વીશે હવેપછે ખોલાશો કરશું, તે વખતે નેક વાંચનારાઓ
ની ખાતરી થાશે કે દશતુરજીએ કેહવી ગોઠવણ કીધીચ કે

---

* જુવો દશતુરજીનાં પેહલવી વેયાકરણનાં દીબાચાને શફે ૫) મે.

કોઈબી વીદીઆવાંન શખશ તેને કદીબી વજન નહી આપે. દ
શતુર પેશોતનજીને લાજમ હતું કે જાહારે એ વેઆકરણ
બનાવેઊ તાહારે ઈરાંનીઓની ભાષાઓનાં વેઆકરણનાં કા
એદા પરમાંણે એ પેહલવી ભાષાનાં વેઆકરણની રચનાં ક
રવી હતી કાંકે શરે ૩ જે દશતુરજી પોતે આએ પરમાંણે
પોતાના દીબાચામાં કબુલ કરેછેઃ—

"પેહલવી ભાષા તેહેનાં વેઆકરણની બાંધણીમાં પાજંદ તથા હાલની ચાલુ ફારસી ભાષા કરતાં વધારે શરશ દરજજો ધરાવેછે; કેમકે તેહેની અંદર પાજંદ અને હાલની ફારસી કરતાં વધારે રૂપાખ્યાપણ, અર્થ, પ્ર ત્ય, ઊપસર્ગ, અવ્યયો અને વાકયરચનાઓછે. આએ ભાષામા જે જે વ્યાકરણરૂપી જોડણીઓછે તે શઘલી જોડણીઓ અવસતા અને કદીમ પારશી લખો (Cuneiform Text) ની શાથે મલતી આવેછે."

નેક વાંચનારા શાહેબો—ઊપર લખેલા દાખલા ઊપરથી
વીચાર કરો કે જાહારે ઈરાંની ભાષાઓનાં વેઆકરણની
રચનાને પેહલવીનું વેઆકરણ મલતું આવે તાહારે દશતુ
રજીને શું જરૂર હતી કે શેમેટીક જેવી પારકી ભાષાનો
આધાર પકડે ? શું ઈરાંનીઓની જુબાંનનાં વેઆકરણોનો
નંમુનો પુરો નહી હતો ? ઈઊરોપખંડનાં શરવે ભાષાઆર
થીઓ પોતે કબુલ કરેછે કે ઈરાંની જુબાંનોનાં વેઆકરણ
ની રચનાંઓ હુવીતો શરશછે કે પરથવીમાં કોઈબી જુબાંન
નું વેઆકરણ તેની બરાબરી કરી નહી શકશે. પણ આ
એ વાત ખરીછે કે દશતુર પેશોતનજીએ પોતાનાં વેઆકર
ણની જે રચનાં કીધીછે તે માતરે શેમેટીક વેયાકરણ, તથા ડાક
ટર શપીગલનાં વેઆકરણને આધારે કીધીછે. એ ઊપરથી ખો
લ્લી રીતે માલમ પડેછે કે દશતુરજી ઈરાંનીઓની કદીમ
ભાષાઓનાં વેઆકરણની માહેતગારી ધરાવતા નથી. તે
શબબથી શેમેટીક ભાષાને મોટાઈ આપેછે, કે જેથી કરીને

પોતાનાં બનાવેલાં વેઆકરણને ટેકો મલે. પણ હમો ધારીએચ કે આએ ખાલી ટેકો દશતુરજીનાં હકમો કશો ફાયદાકારક નથી.

દશતુરજીએ પોતાનાં વેઆકરણનો જે દીબાચો તથા પરશતાવનાં અંગરેજીમો લખેઆછે, તે તથા ગુજરાતીમાં જે દીબાચો લખેઓછે તેમો ઘણો ફેરછે, તેનું કારણ શું હશે તે હમોને માલમ નથી પડતું? કાંકે શાધારણ રીતીઓ પ્રમાંણે હરેક પુશતકનાં લખનારાઓનો હેવો કાયદોછે કે જો એક પુશતકનો દીબાચો અથવા પરશતાવના લખીએ તો બંધે ભાષાઓમાં એકશરખી રીતે લખીએ. વધુ ઓછુ લખવાથી તે પુશતકની ખરી મતલબનો નાશ થાયછે. આ એ ઠેકાંણે અંગરેજી દીબાચો તથા પરશતાવના ઉપર ટીકા કરવાને હાલ તરત હમો દરશત નથી જોતા, કાંકે ગુજરાતી દીબાચા ઉપર તુકતેચીની કરેઆથી દશતુરજીની અશલ મતલબ તથા જેબી ભુલચુકછે તે શરવે માલમ પડશે તે વાશતે અંગરેજી દીબાચા ઉપર વીચાર આપવાને હમો મોકુફ રાખીએચ.

દશતુરજી પેશોતનજી પોતાનાં વેઆકરણને શફે ૧ લે લખેછે કે:—

"પેહલની ભાષા ઇરાંન શરજમીનને લગતી ભાષાઓમાંની એક શરવેથી ખાકટ ભાષાછે. એ ભાષાની રચનાં તેહની અંદર ઇરાંની તેમ જ શેમેટીક તતવો મેલાઇને તેનાં મેલાવરાથી થાએલીછે."

આએ વીચાર દશતુરજી લખી જણાંવેચ તે ઘણો ભુલ ભરેલોછે, કાંકે પરથમ દશતુરજીએ આટલું શાબેત કરવું જોઇએચ કે શેમેટીક તતવો પેહલવી ભાષામો કાંહાંથી આઆં? બીજુ "શેમેટીક તતવો મેલાઇને તેનાં મેલાવરાથી થાએલીછે" એમ દશતુરજી લખેચ પણ તેનો એકબી

દાખલો દશતુરજીએ આપેઓ નથી, એ ઘણું તાજુબ જેવું છે. જાંહાંવેર દસતુરજી પોતાંના લખવાની શાબેતી નહી આપે, તાંહાંવેર હેવાં લખાંણને કશું વજન નથી મલનાર. નેક જરથોશતીઓ તમોને રોશંણ હશે કે આજ ૫ચાશથી વધુ વરશની વાત ઊપર કેટલાક યુરોપીઅંન વીદવાંનો હેવો વીચાર આપતા હતા કે જંનદ અવશતાની ભાષા શંનશકરીત ભાષા ઊપરથી તથા પેહેલવી ભાષા કાલદીક અથવા શેમેટીક ભાષા ઊપરથી ઊભી કીધીછે. હેવા વીચાર આપનારાઓમાં કેટલાક ઘણા નાંમીચા વીદીઆવાંનો પણ હતા, જેવાકે શર ઊલીઅમ જોનશ, હાંનરેબલ જાંન રોમર, અને મી૦ આરશકીન વીગરે હતા. તેમજ તેઓનાં વીચારની શાંમે નાંમીચા વીદીઆવાંનો માંનશોર આંનકુવીટીલ ડુ પેરન, જાંન ફ્રેડરીક કલુકર, મી૦ રાશક તથા માંનશર યુઊગન બરનુફ, અને બીજાઓએ મોતેબર દાખલા દલીલોથી શાબેત કરી આપેલ હતું કે જંનદ અવશતા ભાષા ઘણીજ નાંમીચીછે, અને પેહેલવી ભાષાબી પુરાતમ તથા કદીમ જમાનાનીછે, અને અવશતા જુબાંન શારૂ પરોફેશર બાપ, નાંમનાં નાંમીચા વયાકરણઆરથીએ લગભગ આઠ ભાષાઓનો મુકાબલો કરાને ઇરાંનીઓની તથા બીજી ભાષાઓનું, જે વેઆકરણ બનાવેલછે તેહમાં શંનશકરીત ભાષાતો શું પણ બીજી ભાષાવો કરતાંબી જંનદ અવશતાની ભાશાને વધારે માંન આપેલછે, અને તારબાદ ડાકટર શપીગલે જે જંનદ અવશતાની ભાષાનુ વયાકરણ છપાવેલછે તે ઊપરથી વધારે શાબેત થાએચકે ઇરાંનીઓની ભાશા તે ઘણીજ નાંમીચી ભાષાછે. અને એજ પરમાંણે હાલી જમાનાના વખતમાં પેહેલવી ભાષા શંબંધી જે તકરાર ચાલે છે તે તકરારમો વધારે દાખલા આપણને મલી આવે

છે તે પરમાંણે જોતાં પેહેલવી ભાષા ઘણાજ કદીમ જમા નાંનીછે—તારે દશતુરજી શાહેબ કેહવા આધાર ઊપરથી કેહુ છે કે એ ભાશાઓ શેમેટીક તતવોછે. નેક જરથોરતીઓ એ જાંણવું જોઇએચ કે ઇશવી શને ૧૮૧૮ મો મરહુમ દશતુરજી શાહેબ મુલ્લા ફીરોજજીએ કદીમ ફારશી ભાશાઓ અંગરેજી તરજુમાં શાથે દશાતીર નાંમની કીતાબ છાપીને બાહાર કાહાડી હતી, તે વખતે આએ તકરાર ઘણીજ જો શમો ચાલતી હતી, અને કેટલાએક ઇઊરોપીઅન વીદીઆ વાંનો હેવો વીચાર આપતા હતા કે દશાતીરની જુબાંનમો તથા ઇરાંનીઓની ભાશાઓ શેમેટીક મુલ તતવોછે, તે ઊપ રથી મરહુમ મુલ્લા ફીરોજજીએ ઘણાએક માહાભારત દા ખલાઓથી શાબેત કરી આપેઊછે કે શેમેટીક ભાશાઓ ઇરાં નીઓની ભાશાનાં મુલ તતવોછે. એ ઊપરથી શમજુ ઇ ઊરોપીઅન વીદીઆવાંનોએ મરહુમ મુલ્લા ફીરોજજીને ઘ ણીક શાબાશી આપીછે, અને અંતે શચાઇની ફતેહ થાઆ થી શાંમબી તરફવાલાઓને ચુપકીદી અખતેઆર કરવી પ ડીછે. આજ કેટલાંક વરશો થાઆં ઇઊરોપીઅન વીદીઆ વાંનોમો અરશપરશ તકરારો ચાલેછે તેહમો એ શેમેટીક ભા શાની તરફેણવાલાઓનો હેવો વીચારછે કે શેમેટીકનાં તત વો ઇરાંનીઓની ભાશાઓમો આવેલાંછે, તેમ બીજી તરફ થી તેવોનાંજ જાતભાઇઓનો હેવો વીચારછે કે ઇરાંનીઓ ની જુબાંનનાં તતવો શેમેટીકમાંછે. એ તકરારનું હજુર શે વટ આવવાનુંછે, તોપણ શેમેટીકનાં હીમાએતીઓ જાહારે તકરારમો નાચાર થાઆછે તાહારે તેવો હેવો દાખલો આ પેછે કે પારશી પરીશટો કબુલ કરેછે કે શેમેટીક તતવો પે હલવીમોછે. આએ ઊપરથી દશતુર પેશોતનજીનો આપેલો વીચાર તેવોનાં બોલવાને વધારે ટેકો આપેછે; પણ તેહ

ની કશી ચીંતા નહી—કાંકે ધરમગુરૂઓ પોતાની પવીતર ભાશાઓનો શંભાલ નહી કરેતો કાએલ બેહેદીનો તે હક શા ચવવાને તઇઆરછે. હમો લખવાને દલગીર છઇએ કે આપણા અથોરનાંન ટોલા માંહેલા દશતુર તથા એરવદ શાહેબો હેવી રીતે ભુલ ભરેલા વીચારો આપેછે કે પોતાનાં ધરમની કશીબી ખરી તાશુબી રાખતા નથી, પણ પોતે વગર શહુમજવે એકદમ કબુલ કરેછે કે શેમેટીક તતવો પેહેલવીમોછે. પણ હાવા અશુધ વીચારોને હઉરોપીઅન વીદીઆવાંનો પોતાની મતલબને વાશતે કેહવી રીતે વલગી પડેછે તે આએ નીચે લખેલા ફકરા ઉપરથી વાંચનારા શાહેબોની ખાતેરી થાશે.

માંનશીઓર એશ ગંનનીઉએ મી૦ મોહલને એક કાગલ લખેઓછે તે ઉપરથી દીશેછે કે કેતાબે એલફહેરશતનાં એક ફકરામો પેહેલવી તથા હુજવરશની બાબદ આવેલીછે તે ઉપરથી,મી૦ ગનનાઉએ ફરાંશીશ ભાશામો જે ચોપાંનીઉ છપાવેઉછે તે મધે તે લખેછે કે પારશી પરીશટો એમ કબુલ કરેછે. જુવો આએ નીચેનાં ફકરામો તે શું લખેછેઃ—

"Avant de toucher a cette question, je commence par traduire ici les renseignements donne's par M. Haug, sur ce que les Parsis actuels appellent huzvarech. 2. Les pretres parsis d'apres le temoignage qu'il a recueilli de leur bouche meme, *designeraient sous le nom de huzvarech la partie semitique du pehlevi.*

2. "Essay on the sacred language, writings, and religion of the Parsees, by M. Haug. Bombay 1862 (P. 47 et 48.)"*

---

* See Page 11. Lettre A. M. Mohl sur un Passage Du Kitab El—Fihrist Relatif au Pehlevi et au Huzvarech Par M. ch. Ganneau. Paris., M D C C C L X V I.

આએ ઊપલા ફરેંચ ભાશાનાં ફકરાનો જે અંગરેજી તરજુમો હમારા એક કાબેલ મીતરે કીધોછે તે તેહનાં ગુજરાતી તરજુમા શાથે લખી જણાંવીએચઃ—

અંગરેજી તરજુમો.

Before touching this question, I beg in by here translating the information given by Mr. Hang, concerning what Parsees now call Huzvaresh * * according to the testimony collected from the mouths of Parsee Priests, they seem to designate the semitic Portion of the Pehlvi by the name of Huzvaresh.

ગુજરાતી તરજુમો.

આએ શવાલને અશરકારક (ફરી આ) ની અગાઊ મા॰ હાઊગે જે વીશે ખબર આપીછે તેહનો તરજુમો આએ ઠેકાંણે હું શહરૂ કરૂંચકે જોડેને પારશીઓ હમણાં હુજવરશ કેહેછે તે પારશી પરીશટશ (ધ/ આને દશતુરો તથા મોબેદો) ને મોહોડેથી જે શાબેતી મેલવીછે કે પેહલવીમાં શેમેટીકનો ભાગ ઠેડવેછે તે હુજવરશનાં નાંમથી બોલેચ.

વાંચનારા શાહેબો આએ ફકરા ઊપરથી વીચાર કરી જોવો કે હઊરોપીઅન વીદીઆવાંનો અથોરજાંન ટોલાના બેએ અથવા તરણ ધરશયોનાં મોહોડેનાં બોલવા ઊપરથીજ હાવી રીતનો આધાર પકડેછે, તાહારે દશતુર પેશોતનજીનાં છાપેલાં વયાકરણ ઊપરથી તથા મજકુર દશતુરજીનાં લખવા ઊપરથી તે ફરાંશીશ વીદીઆવાંનો કેહવાં જાલમ હથીઆર આપણીજ શાંબે વાપડવાને કાંમે લગાડશે–તે વીશે ખુબ દુર અંદેશે વીચાર કરવો જોઇએચ. પણ એ ફરાંશીશ વીદીઆવાંનોને એટલીબી ખબર નહી હશે કે પારશી પરીશટો શેમેટીક ભાશાઓ કેહવા બાહાદર તથા કાબેલછે! થોડી ઘણી આરબીક જુબાંન જાંણવા શીવાએ તેવાઓ કાંઇબી ભનડોલ નથી તે વીશેની તેવોની કાબેલીઅતનો નમુનો હવેપછેનાં શપાવોમાં માલમ પડશે. પણ એ એક દાખલા ઊપરથી જો હમારા નેક દીનદાર જરથોશતીઓની

ખાતેરી નહી થાઇ હોએતો એજ વીદીઆઆવાંનનો એક બીજો દાખલો લખી જણાંવીએચ કે તેથી આએ પારશી પરીશટોનો આપણે કેટલો ઉપકાર માંનવો જોઇએ! તે માલમ પડે. ઉપલાજ ફ્રેંચ વીદીઆવાંને આપેલો વીચાર:—

"Car si on lit attentivement les details donnes par M. Haug, le pretre parsi, epelant lettre a lettre, sur l'injonction du savant europèen, le mot semitique, et disant en meme temps (at the same time) that is huzvarech."*

| ઉપલા ફ્રેંચ ફકરાનો અંગરેજી તરજુમો. | આએ અંગરેજી ફકરાનો ગુજરાતી તરજુમો. |
| --- | --- |
| For if we attentively peruse, the details given by Mr. Haug, the Parsee Priests while spelling at the invitation of an European savant, the semitic word letter by letter and saying (at the same time) that is huzvaresh. | અગર આપણે (આએ) ટેકાંણે ધીઆંન આપીને વાંચીએ જે બાબ દો મીઠ હાઉગે આપીછે. યુરોપી અન વીદીઆવાંનોનાં બોલાવેઆથી તે પારશી પરીશટશ જે વેલા જોડણી કરેછે તે શેમેટીકનાં શબદોની હરેફ હરફથી તથા તેજ વખતે કેહેછે કે તે હુજવરશછે. |

આએ ફકરાની મતલબ ઉપરથી આપણને ખોલ્લી રીતે માલમ પડેછે કે જો હેવા અશુધ વીચારો કોઇએ આ પેઆ હોએતો તે આપણા અથોરનાંન ટોલાનાં તરફ થાહે ઓ હોએ—જે મધે એક દીનદોશત દશતુરજી હોશંગજી જામાશપજી જેવો હીંદુશથાંનનાં માલવા દેશનાં પારશીઓનાં વડા દશતુરજી ગણાએચ, અને બીજા દીનદોશત દશતુરજી પેશોતનજી બેહેરાંમજી શંનજાનાં જેવો શેહેનશાહી જરથોશતીઓનાં દશતુરોમાંનાં એક દશતુર મુંબઇ શેહેરમાં ગણાંએ

* See Lettre A. M. Mohl sur un Passage Du Kitab El—fihrist (Page. 15th.)

છે, અને તરીજા દીનદોશત મોબેદ શેહરીઆરજી દાદાભા ઈ ભરૂચા; એ તરંણડે શાહેબોનાં છપાવેલાં પુશતકો * ઊપ રથી ખુલ્લી રીતે શાબેત થાએચ કે આએ ધરમગુરૂઓ એ પોતાનાં પુશતકોનો જે પાએઓ રચેઓચ તે માતરે ડાકટર સપીગલ તથા ડાકટર હાઊગ જે પરમાંણે પેહેલવી નાં કેટલાએક શબદોનાં ઊચાર કરેછે તે ઊપરછે, અને તે વોઓી તેજ પરમાંણેનાં ઊચાર કરેછે—એટલુંજ નહી પણ દશતુર પેશોતનજી તથા મોબેદ શેહરીઆરજીએ જેમ પોતા થી બની આવેઊચ તેમ અશલ પેહેલવી શબદોને શેમેટીક રૂપો આપેઆંછે. અને હેવુંજ શાબેત કરવા માંગેછે કે પે હેલવી ભાશામાં શેમેટીકનાં તતવોછે.

હમારા નેક દશતુર તથા મોબેદ શાહેબો તમારી ખ રી ફરજ શું છે તેટલેતો તમો વીચાર કરો. નહીકે હા વા ગલત વીચારો આપીને પરગનેઆતવાલાઓનાં હાથ મો એક જાલમ હથીઆર કરી આપોચ—કે જે ઊપરથી તે વો બાપોકારથી કેહેચકે પારશી પરીશટો કબુલ કરેચકે " તેવો (પારશી પરીશટશ) જે વેલા જોડણી કરેછે તે શેમેટીકનાં શ બદના હરફે હરફ તથા તેજ વખતે કેહેછે કે તે હુજ વરશછે."

હાવા દાખલાઓ જાહારે તેવો આપેછે તેવારે પારશી પરીશટશનાં મતો ઊપર આપુણે બારીકીથી વીચાર કર વો પડેછે—તથા હાવા વીચારો આપેછે તે ઊપથી કેટલાક અનજાંણાં ઈઊરોપીઅનો હેવું ધારતા હશે કે પારશી પરી શટો હાવા કાબેલછે, અને તેવો શેમેટીક ભાશાઓ જાંણ

---

* જુવો દશતુર હોસંગજીની જંદ પેહેલવી ગલાશેરી, તથા પેહે લવી પાજંદ ગલાશેરી. અને દસતુર પેશોતનજીનું પેહેલવી વયાકરણ. તથા મોબેદ શેહરીઆરજીનું આદરબાદ મારશપંદનું પદનાંમું.

તા હશે, તો હમો એટલુંજ કહીએચ કે તે યુરોપીઅન વીદીઆવાંનો પોતાની ધારણામાં ભુલાવો કરેછે, કાંકે પાર શી પરીશટોએ પેહલવીનાં જે શબ્દોનાં કેટલાએક ઉચ્ચારો આપેઆછે તે ડાકટર શપીગલ, ડાકટર હાઉગ, તથા બી જા યુરોપીઅન ગરંથ કરતાઓનાં ઉચ્ચારો ઉપરથી આ પેઆછે, અને તે ઉચારો શેમેટીક ભાશાનાં હીમાએતીઓને પશંદ પડતા માલમ પડેછે, તે ઉપરથી તેવો પારશી પરી શટનાં વીચારોને માંન આપેછે. પણ તે વીદીઆવાંન યુ રોપીઅનો જાંણતા નહી હશે કે પારશી પરીશટો શેમેટીક ભાશાનું ગનેઆંન કાંહાં બરાબર ધરાવેચ? તેથી જો તેવો પારશી પરીશટોનાં હથીઆરો ઉપર હાધાર રાખતા હો એતો તે વીદીઆવાંનોએ ખુબ યાદ રાખવું કે તે હથી આરો હેવાંતો બુઠાં તથા કીતાયલાં છે કે તે હથીઆરો કદી બી કાંમે નહી લાગશે, અને ભાશાઓની તકરારમાં તેથી કો ઈબી ફાવનાર નથી કાંકે ઈરાંની ભાશાઓનાં મુલ તતવો શે મેટીકતો શું પણ ઈજીપશન શેમેટીક તથા પરથવીની બીજી ઘણીએક ભાશાઓમો છે તે ખોલી રીતે હમો બતલાવી આપશુ.

કેટલાક અનજાંણાં યુરોપીઅન વીદીઆવાંનો હેવા વીચાર આપતા હતાકે જંનદ અવશતાની જુબાંન શંનશકરી ટની શાથે મલતી આવેછે. પણ તે પછે જે જે નાંમી આ વીદીઆવાંનોએ કમપારેટીવ ફાઈલાલોજીનાં કાયદાથી યાને વયાકરણનાં કાયદાથી બંધે ભાશાઓનો અરશપરશ મુકાબલો કરીને તપાશ કીધી તારે તેવો કબુલ કરેચકે જં નદ ભાશા ખુદરતીછે, એટલુંજ નહી પણ શંનશકરીત કર તાંનેબી શરશ ભાશા છે. એ ઉપરથી માલમ પડેચકે તેવો એ જે કાચે પાએ આગલ વીચાર આપેઆછે તે ઉપર

તેવો પાણી ફેરવેછે, અને જે ખરી બાબદ હતી તેજ શાબેત થાઇછે.

હાલી જમાનાના વખતનો કેટલાક આપણા જરથોશતીઓ તથા યુરોપીઅનો જેવોને પેહલવી અથવા હુજવરશ ભાશાની બરાબર રીતે માહેતગારી નથી તેવો પુરાતન ભાશાઓની બારીકીને તપાશીઆ વગર પોતાનાં ઘણા કાચા વીચારો આપેછે કે પેહલવીમાં શેમેટીક તતવોછે. પણ દશતુર પેશોતનજી પોતાની હદથી બાહાર જાઇને લખેચ કે "એ ભાષાની રચના તેહુની અંદર ઇરાંની તેમજ શેમેટીક તતવો ભેલાઇને તેના મેલાવરાથી થાયલીછે." હાવો અશુધ વીચાર જે દશતુરજીએ આપેઓછે તે માતરે પેહલવી ભાશાની થોડી માહેતગારીને લીધે આપેલોછે. જો દશતુર પેશોતનજી તથા એવણને મલતા વીચારવાલા ઘરશથોએ ઇરાંનીઓની પુરાતન જુબાંનની માહેતગારી મેલવી હતેતો હાવા ઢમી કાહાડવા જોગ વીચારો કદીબી તેવો આપતે નહી—પણ આગલ જે પરમાંણે જેનદ ભાશા વીશે યુરોપીઅન વીદીઆવાંનોએ વગર વીચાર કરવે મત આપેઆં હતાં અને પાછલથી તે માટે તેવોને પશતાવું પડેઉ હતું તેજ પરમાંણે હાલનો હીગાંમ પણ હેવા આવે ઓચ કે જેમ યુરોપીઅન વીદીઆવાંનો હવડાં પોતાનાં મતો ફેરવતા જાએચ તેમ એ આપણા દશતુરોને પોતાનાં વીચારો ફેરવવાની ફરજ પડશે, તે વાંચનારા શાહેબોએ શત કરીને જાંણવું.

પેહલવી ભાશાની રચનાં તથા વયાકરણનો જે કાએદોછે તે શુધ ઇરાંનીઓની બીજી ભાશાઓને મલતોછે પણ પેહલવી ભાશાનું વયાકરણ જો બરાબર તપાશી જોઇએચતો ઇરાંની ભાશાઓનાં વયાકરણો શાથે ઘણો અગતનો શંબંધ

ધરાવેછે અને ખોદાતાલાની બખશેશથી એરીએન ટોલાની નાંમીચી ભાશાઓનો કાએદો હુવેતો મજબુત તથા હજા રો વરશ થચ્ચાં કાએમછે કે તે ટોલાની શાખા ભાશાઓના વયાકરણોને શેહુલથી મદદ મલી શખેછે. તેટલું છતાં દશ તુર પેશોતનજીને શેમેટીક ભાશાનાં વયાકરણની મદદ લેવા ને શું જરૂર હતી? શું આપણા જંનદ અવશતાનાં તથા કદીમ પ્રારશી જુબાંનનાં વયાકરણોની મદદ નહી મલતે? અને જાહારે એમછે તેવારે પોતાનાં વયાકરણોની મદદ લે વાને બદલે પરગનેઆતનાં વયાકરણોની મદદ લેવાની દશ તુરજીને શું જરૂર હતી? પણ એ ઉપરથીતો હેવું ખુલ લું શાબેત થાએચકે દશતુરજીમા ઇરાંનીઓની ભાશાએ નું પુરતું અને મનમાંનતું ગનેઆંન નહી હોવાને લીધે પરગનેઆતવાલાઓનો આશરો લેવો પડેઓછે. વલી બી જું કારણ એકે દશતુરજીએ, ડાકટર શપીગલે, જે જરમન ભાશામા વયાકરણ છપાવેલછે તેની ઉપરથી પોતાનાં વયાકર ણની રચનાં કીધેલી લાગેછે, અને તેથી કોઇબી રોતે નવી બાબદો વયાકરણ શંબંધી તેમા જોવામા આવતી નથી. એ વીશે જાહારે દશતુરજીનાં ખુદ વયાકરણ ઉપર ખોલાશો કરશું તારે બતલાવી આપશું કે દશતુરજીએ તેમાં કેહવી કેહવી ભુલો કીધીછે.

નેક જરથોશતીઓએ આએ બાબદ ખુબ ઇઆદ રા ખવી કે આએ પેહેલવી વયાકરણ જો પેહલવીનાં જુવાંન અભીઆશીઓને શીખવેઆમાં આવશેતો આગલ ચાલતાં આપણી પવીતર જુબાંનેનો વધારે ખરાબો થાશે. કાંકે શેમેટીક શબદો ભેલીને એ ભાશા શીખવેઆમાં આવે તાહા રે આપણે એમજ જાંણવું કે તે અશલ ભાશાને શડો લા ગો—અને ઇરાંનીઓની જે નીરમલ તથા પવીતર ભાશા

છે તેહુનો આશતે આશતે નાંશ થાવાનો. એટલુંજ નહી પ
ણ હુવા થોડાએક ધરમગુરૂઓની હેલી ચાલ ઊપરથી ધ
રમનાં પાએઆને નુકશાંન પોહુચવાનું. કાંકે ઇરાંનીઓનાં
ધરમ તથા ભાશા ઊપર જે બીજાઓ ખોટું તોહોમત મુકે
છે કે શેમેટાકમોથી ધરમનાં તથા ભાશાનાં તતવો ઇરાં
નીઓએ લીધાંછે—તે નાપાએદાર બોલવાને આપણાજ ધ
રમગુરૂઓ ટેકો આપેછે—એ ઘણીજ અફશોશની વાતછે.
અને વલી તેની શાથે હુવાં અશુધ પુશતકોને આપણા નેક
જરથોશતીઓએ મોટો આશરો આપેએ કે એ જરથોશતી
દીન અને ધરમનાં કાંનુનથી કેટલું ઊલટું થાએલુંછે. હુ
મારા દીનદાર જરથોશતીઓ—તમેજ વીચાર કરી જોવો
કે જાહુરે આએ પુશતક પરગનેઆત વાજાઓનાં હાથમો
જાએ તાહારે તેવો એજ પુશતકને આધારે આપણી શાં
બે હરીફાઇ કરવાને કશીબી ઢીલ કરે ? નાં, નહી.

હાલી વખતમો ઇઊરોપીઅન વીદીઆવાંનોમો જાહારે આ
એ તકરાર ભારે જોશથી ચાલેછે કે શેમેટીક ભાશાનાં મુલ
તતવો ઇરાંની ભાશામાં છે કે નહી—અને તેમાં શેમેટીકની
હીમાએત કરનારાઓને જાહારે પોતાની તકરારને મદદ
આપવાની બીજી કશી શાએતી મલતી નથી તાહારે હુમારા
ઊપર કહુેઆ પરમાંણે તેવો પોતાનાં બોલવાની વચે એજ લાવે
છેકે પારશી પરીશટો પોતેબી તેમ કબુલ કરેછે; પણ બીચારા તે
વીદીઆવાંનોને એટલીબી ખબર નહી હોકે તેવો જે તરાપા
ઊપર બેશીને મોહોટા માહાશાગરમાં મુશાફરી કરવા નીકલે
આચ તે તરાપો હુવેતો શડેલોછે કે માહાશાગરમાં ડુબી
આ વનાં રેહુવાનો નથી—કાંકે શરવે ભાશાઓની તપાશ
લેવાને જે "કમપારેટીવ ફીલાલોજી" નો ફાએદો હાલ હશ
તીમોછે તાંહુાંવેર કોઇબી ભાશાઆરથી થી એમ નહી કેહુ

વાશે કે શેમેટીક તતવો ઇરાંનીઓની ભાશાઓછે પણ તે હની વીરૂધ દર વખતે વખતં નવી નવી શોધોથી વધારે દાખલાઓ તો એમ મલેછે કે ઇરાંની ભાશાનાં મુલતતવો શેમેટીકઓછે. પેહેલવી ભાશાની તથા વયાકરણની જે રચનાંછે તે ઇરાંની ભાશાની ટપ ઊપરથીછે, તે દેખઇતુંછે. જો પેહેલવી વયાકરણનો મુકાબલો કદીમ ફારશી ભાશા શાથે કરીએતો ખોલલી રીતે માલમ પડેછે કે ઇરાંની ભાશાનાં વયાકરણની ટપ તથા રચનાંને તે મલતું આવેછે—તે વીશે જુવો પરોફેશર માકશમુલર, તથા રેવરેંડ ડાકટર વીલશંન શું લખેચ.

ડાકટર માકશમુલર, આએ પરમાંણે પોતાનો વીચાર લખી જણાવેછેઃ—

"The Pehlvi of the Sassanian dynasty (226 A.D.) (is) mixed with Semitic elements, but purely Arian in its grammar." *

ઊપલા ફકરાનો ગુજરાતી તરજુમો.

શાશાનીઅન સુલતંનતના વખતની પેહેલવી (૨૨૬ એ૦ ડી૦) (ઇશુઆને ઇંશવી સને ૨૨૬ નાં વરશમાં) શેમેટીકનાં મુલ તતવો શાથે મેરાએલીછે, પણ વેઆકરણમાં તે ભાસા તદન ઇરાંનીછે.

ઊગમણ પરંતની પુરાતમ ભાસાઓનો નાંમીચો પંડીત ડાકટર જાંન વીલશન, પરોફેશર માકશમુલર,નાં વીચારને મલતો થાતા ઊપરાંત, પોતાનો ઘણોજ માહાભારત વીચાર અંગરેજી ભાશામાં કદીમ ફારશી થકી આએ નીચે લખેઆ પરમાંણે આપેછેઃ—

I much regret that we have not yet included the Persian in the list of our prescribed classical languages. The proposol to put it in this position was lost in the Senate only by a single vote ; and it may

* See The Languages of the Seat of War in the East of 1855, P. 32.

be yet renewed with the prospect of success, as some who voted against it are prepared to withdraw from it their opposition. Let all dubitants in this case listen to what Max Müller says of the Persian:—"As to Persian; this was long the language of the most civilized and most advanced nation, in Asia. In the first centuries of the Islam, Persians were the teachers of Arabs, and among the early Arabic autnors many names are found of Persian origin. Persian literature again was the only source whence, in the East, a taste for the more refined branches of poetry, could be satisfied, whether through originals or by the medium of translations. In fact, Persian was for a long time the French of Asia, and it is still used there as the language of diplomatic correspondence. Hence many terms connected with literary subjects, or referring to other occupations of a society more advanced in civilization are of Persian, *i. e.*, of Arian origin." To this it has to be added, that the principal Muhammadan histories of India are in Persian; and that many Persian words are found in the Urdu, Kurdish, Turkish, and other Caucasian languages. It affords abundant scope for study, from the grand epic of Firdousi of the commencement of the eleventh century down to the latest authors of Ispahan and Tehran. It is through it that we have to arrive at the definite meaning of many Zend and Pehlvi words still but imperfectly understood.*

* See The Bombay University Calendar, for the year 1870—71. Pages. 250—251.

## ઊપલા ફકરાનો ગુજરાતી તરજુમો.

"મહને કેહવાને અત્યંત ખુશી ઊપજેછે કે આપણી કરેલી વાગ શંબંધી ભાષાઓમાં હજુરશુધી આપણે ફારશી ભષા દાખલ કીધી નથી આ ભાષાને એક વાગ શબંધી ભાષા તરીકે દાખલ કરવાની દરખાશ્ત અગાઊની સભામાં કરવામાં આવી હતી. પણ એક મત ઓછુ પડવાને લીધે તે બાહાલ રાખવામાં નહી આવી, તોપણ જેવોએ એ બાબદની વીરૂધ મત આપેઆં હતા તેઓ હાલ પોતાના મત ફેરવવા માંગેછે માટે આપણે ફતેહ પામીએ, એવી આશાથી આ દરખાશ્ત પાછી અનાવવામાં આવી શકે. અથવા વીરૂધ મત આપનારાઓએ આ બાબદ ઊપર મેકસમુલર ફારશી ભાષા વીશે જે કેહેછે તે શાંભલવું જોઈએ. —"ફારશી ભાશા વીશે—આ ભાષા ઘણુંક શુધી એશિઆખંડની ઘણી જ સુધરેલી અને શુધારામાં આગળ વધેલી પ્રજાથી વાપરવામાં આવતી હતી. ઇસલામની પેહેલી સદીમાં આરબ લોકના શીક્ષક ઇરાંનીઓ હતા અને હાલની આરબ ગ્રંથ કરતાઓની ચોપડીઓમાં કેટલાંક નાંમો ફારશીથી ઊતપંન થએલાં માલમ પડેછે. વલી ફારશી ભાષાજ એક મુખ્ય મુલછે કે જેથી કરીને પુર્વમાં સુધરેલી કવીતાઓ વાંચનારાઓનો શોખ એ ભાષામાં લખેલી ચોપડીઓથી અથવાતો તેમનાં તરજુમાથી પુરો પાડી શખાએ ખરૂં જોતાં ઘણુક શુધી ફારશી ભાષા એશિઆખંડની શીવીલ જુબાંન હતી અને હાલ પણ તે રાજદ્વારી કામોમાં વપડાયછે. આ કારણને લીધે ઘણાક શબદો જે ભાષાની બાબદ શાથ જોડાએલા છે અથવાતો શુધરેલા મંડલીનાં બીજાં કાંમોને લગતાછે તે ફારશી એટલે કે એરીઆન ભાષાથી ઊતપંન થએલાછે. બીજું એજે હીંદુસથાંનની મુખ્ય મુસલમાંની તવારીખો ફારશી ભાષામાં લખેલીછે અને ઘણાક ફારશી શબદો ઊરદુ, કુરદીશ, તરકીશ, અને બીજી કેકેશીઅન ભાષાઓમાં મલી આવેછે. અગીઆરમી શદીની સરૂઆતની ફીરદોશીની માહાભારત એતીથી તે હાલનાં ગરંથ કરતાઓનાં કાંમો શુધી અભ્યાશ કરવાને પુશ્કલ મદદ મલેછે. ઘણાક જંદ અને પેહેલવીનાં શબદો કે જે હજુશુધી બરાબર આપણી શમજમાં આવેઆ નથી તે આએજ ભાષાની મદદથી ચોકશ શમજી શકાએછે." *

---

* જુવો મુંબઈની હ્યુનીવરશીટીનાં ઈશવી શને ૧૮૭૦—૭૧ નાં વરશનાં કાલેનડરને શફે ૨૫૦ થાતે ૨૫૧ મો.

ડાકટર વીલશન, જેડવા નાંમીચા ભાષાઆરથીનાં લ ખેઆ પરમાંણે બીજી બીકત ભાષાઓનાં શબદો શમજવાને ફારશી જેવી જુબાંનથી આપુણે મદદ મલેછે, એટલુંજ ની પણ કેટલીક ભાશાઓમો ફારશી ભાશાઓનાં મુલ ત તવો મલી આવેછે પણ હમારો આધીન વીચાર એછે કે પરથવીની ઘણીક ભાશાઓમો કદીમ ફારશી જુબાંનનાં ઘ ણાંક મુલ તતવો આપણને મલી આવશે, અને એશીએન રોલાનાં લોકોની ભાશાઓ શાથે કોઈબી ભાશા કદીબી બરા બરી કરી નહી શકશે.

ઊપલા બંધે ફકરા ઊપરથી માલમ પડેછે કે એ બં ધે ઇઊરોપીઅન વીદીઆવાંનો એકમતથી ખોલ્લું કબુલ ક રેછે કે આરેબીક જુબાંનનાં ઘણાંક શબદો તથા નાંમોની ઊતપંતી ફારશી ભાશા ઊપરથી નીકલેલી માલંમ પડેછે, એટલુજ નહી પણ ફારશી શબદો ઊરદુ, કુરદીશ, તુરકીશ તથા બીજી કાકેશીઅન ભાશાઓમાં મલી આવેછે. તેઆ ર બાદ વલી તેવો હુવો વીચાર આપેછે કે ઘણાક જંદ ત થા પેહેલવી શબદોના અરથો આપણને હજુર શુધી બરા બર માલંમ નથી પડતા તેહેના ખરા અરથો શમજવાને એ ફારશી ભાશાથી કવત ઇઆને મદદ મલશે. હવે આ એ કેકાંણે હમારા દીનદાર દશતુરજી શાહેબ પેશોતનજી શું વીચાર આપેચ તે હમો તથા વાંચનારી આલમ જાંણવા મંગીએચ કાંકે આએ વીદીઆવંનેનાં કોલ પરમાંણે જો ફારશો ભાષાની પુરતી મદદ લીધી હોએતો પછે શેમેટીક જેવી અશુધ ભાશા ઊપર ભરોશો રાખવાની દશતુરજીને જ રૂર શું પડે? તે શમજી શકાતુ નથી. નેક વાંચનારાઓ તમો વીચાર કરી જોવો કે ઇઊરોપીઅન વીદીઆવાંનો જા હારે બાપોકારથી પોતાનાં હાવા ખુલ્લા વીચાર આપેછે, કે જે વીદીઆવાંનોને જરથોશતી ધરમ શાથે કશું લાગતું વ

લગતું નથી—તે છતાંબી એ. વીદીઆવાંનો પોતાની રીતી તથા તરીકા પરમાંણે પોતાનાં ખરા વીચાર આપવાને ચુકતા નથી—તે શાથે વલી પરોફેશર માકશમુલર જાહેર એકરારથી કબુલ કરેચ કે પેહલવી ભાષાનુ વયાકરણ નીરમલ ઇરાંનીછે, તાહારે આપણા દીનદોશત દશતુરજીને એટલી બધી શું જરૂર પડી કે શેમેટીક ભાષાને ખોટી મોહટાઇ આપેચ? પણ ઊપર કહેઊ તેમ તેનું કારણ એજ જણાંય ચ કે પોતાનાં વયાકરણની રચના શપીગલનાં વયાકરણની ઊપરથી દશતુરજી પેશુતનજીએ કીધી હશે, પણ ઊપલા બંવે વીદીઆવાંનોનાં વીચાર ઊપરથી શાબેત થાએચ કે પેહેલવી ભાષાનાં વયાકરણની રચના ઇરાંની ભાષાઓ ઊપરથી થાએલીછે—તારે દશતુરજીને એમ કરવાની જરૂર શું હતી—શું ફકત પોતાની પાશે શપીગલ વાલું વયાકરણ તઇઆર હતું તેથી ઇરાંનો કાયદા પરમાંણે વયાકરણ બનાવાને તશદી નહી લીધી એમ થાએઊં હોએ તેમાં કશી નવાઇ દીશતી નથી. જો દશતુરજીએ આપણા બુજરગો તથા નેઆગાંનોનાં ઇરાંની ભાષાઓનાં કાયદાથી પોતાનુ પેહલવી વયાકરણ બનાવેઊ હતેતો એ વયાકરણ થકી હમોને આટલી મુજાહમત નહી કરવી પડતે. વલી દશતુરજી પોતાનાં વયાકરણનાં દીબાચામાં જે પોતે ખોલી રીતે કબુલ કરેછે, તે ફકરો આએ ઠેકાંણે દાખલા તરીકે લખીએચ કે તેથી વાંચનારા શાહેબોની વધારે ખાતેરી થાએ—

"આએ ભાષામાં જે જે વયાકરણ રૂપી જોડણીઓછે તે શઘલી જોડણીઓ અવસતા અને કદીમ પારશી લેખો (Cuneiform Text) ની સાથે મલતી આવેછે." *

---

* જુવો દશતુરજીનાં વયાકરણનાં દીબાચાને શફે ૨ જે.

જો દશતુરજીનાં કબુલ કીધેલા કોલ પરમાણે વયાકરણ
રૂપી જોડણીઓ ઇરાંનીઓનાં વયાકરણને મલતીજ આવેછે
તો પછે દશતુર પેશોતનજીને શું જરૂર તથા અગત હતી
કે ઇરાંનીઓની નાંગીચી ભાશાઓનાં કાએદાને પડતા મુકી
ને શેમેટીક કાએદાને એટલું બધું માંન આપેઉં ! અને તેહુ
નો શાથે જગે જગે જે પેહેલવીના શબદો ખુદ ઇરાંની કા
એદા પરમાણે આવેલાછે તેને શેમેટીક રૂપ આપવાનું કા
રણ શું ? કાંએકે કેટલાક યુરોપીઅન વીદીઆવાંનો પોતા
ની મતલબ શાચવવાને અશલ ઇરાંની ભાષાનાં શબદોને
શેમેટીક રૂપો આપેછે કે જેથી કરીને ટોરાહ તથા ઇનજીલ
ની ભાષાઓને મોહોટાઇ મલે, અને તે ઉપરથી તેઓ હેવું
ઠેડવવા માંગેછે કે ઇરાંની ધરમવાલાઓએ પોતાનાં ધરમ
ના શેમેટીક તતવો લીધાંછે. હવે આએ બોલતો દશતુર
જી પેશોતનજી જનાર કબુલ કરે નહી હેવી આપણને આ
શાછે તેવારે દશતુરજીએ માતર એટલી ભુલ કીધીછે ખરી
કે વગર શમજવે શેમેટીક ભાષાને મોટાઇ તથા બુજરોગી
આપીછે, અને તેથી આએ અંદરનાં ભેદની વાત એ બી
ચારા દશતુરજીને ખબરજ નહી હોશે. જો એ દીનઆ
ગાહ દશતુરજીને તેમ ખબર હતેતો તેઓ આવો ભુલાવો ક
દીબી ખાતે નહી અને પેહેલવી અથવા હુજવરષ જેહવી
પવીતર ભાષા ઉપર આવું ખોટું તોહોમત કદીબી મેલતે
નહી.

દશતુરજી પોતાનાં દીબાચાને શરૂ બીજે "માલીક ના
મ અશુરી" વીશે જે વીચાર આપેછે તેઓ ભુલ ભરેલાછે
તે એવણનાંજ લખેલા બીજા શરાવોનાં દાખલા ઉપરથી
શાબેત કરી આપીએચ.

દશતુરજી પોતાના ગુજરાતી દીબાચાને શફે ૨૭ તથા ૨૮ મે લખેચ કે.—

“ ‘માલીક નામએ અશુરી’ નાંમની શબ્દ કોસ ‡ ના પેહલવી દીબાચામાં તેનો બનાવનાર લખેછે કેઃ—

“ તે બરદાશતના કરનાર દાદાર અહુરમજદનાં (મોબારેક) નાંમ, ઓલખ અને શતુતી (ની બરકત)થી, આએ ફારશી તરજુમાં શાથનો ‘માલેક નામએ અશુરી’, ઇઆને આસીરીઆ શબ્દ કોશ, લગતો રેશાલો તે ખાલદી (ચેઆલદી) ભાષા શીખવામાં નવા અભેઆશીઓને ફાએદેમંદ, શારી બખશેશ કરનાર, અને શુભકારક થજો.” *

આએ ઊપલા ફકરાનાં લખાંણ ઊપરથી દશતુરજી પોતે કબુલ કરેછે કે “માલીક નામએ અશુરી, ઇઆને આશીરીઆ શબ્દ કોશને લગતો રેશાલો તે ખાલદી (ચેઆલદી) ભાષા શીખવામાં નવા અભીઆશીઓને ફાએદેમંદ ઇતી આદી થજો”. તારે દશતુરજીથી હમો એટલુંજ જાણવા માંગીએચકે એ માલીક નામે અશુરી પેહલવી ભાશા શાથે શું શંબંધ રાખેછે, કાંકે તહમારા દીબાચામાં લખેઆ પરમાંણે એ શબ્દ કોશ ખાલદી ભાશા શીખનારાઓને કાંમનોછે તે ઊપરથી હેતું માલમ પડેચ કે ઘણાજ પાછલા વખતમો કોઈ શખશે તે કોશ બનાવેઓ હશે અને તે વીશે હમો આગલ ચાલતાં બતલાવી આપશું તે ઊપરથીબી વાંચનારા શાહેબોની ખાતેરી થાશે.

દશતુરજી શફે ૩ જે લખેચકે— “ઇરાંન દેશમાં પેહલવી ભાષા કેહારથી શરૂ થાઇ તે વીશેનો ચોકશ વખત મુકરર થાઇ શકતો નથી.”

આએ ઠેકાંણે દશતુર પેશોતનજીની મોહટી ભુલછે

---

‡ આએ નોટ અતરે લખવાની કશી જરૂર નથી કાંકે પેહેલવી ઇઆ જંદ ગલાસરી શરવેને જાંણીતી કીતાબછે.

* જોવો દશતુર પેશુતનજીનાં પેહલવી વયાકરણનાં દીબાચામો.

કાંકે ઘણીએક ભાશાઓનો વખત કોઇથીબી મુકરર થાઇ શકતો નથી, પણ પેહેલવી ભાશા વીશેતો આટલીબી શાએતી ઉગાડી મલેછે કે—પેહલુ એક દેશનું નાંમછે અને તાંહાં નાં રેહુવાશીઓ પેહલવાંનને નાંમે, તથા તેવોની ભાશા પેહે લવીને નાંમે ઓલખાતી હતી. એ વીશેની એક દલીલ પુરાતમ શાહાદત આપુણે નીચે લખેલા દાખલા ઉપરથી મલેછે કે ઇરાંન શેહેરની શરજમીન ઉપર પેશદાદીઅન ટોલાના વખતમાં પેહેલવી ભાશા ચાલુ હતી, કાંકે આપ ણા પેહલવાંનોને શનશકરત ભાશામો પેહલવાશ કરીને કહેછે, હવે કરાઇશની અગાઉ એક અથવા બેએ હજાર વર શોનાં હીનદુઓનાં ધરમ પુશતકોમો એ પેહલવાશનો શબદ આવેલોછે. * જેમકે વીશણુ પુરાંન, રામાયન, માહાભારત, તથા મનુનાં કાયદામો "પેહલવાશ" શબદ વાપરેલોછે. એ ઉપરથી માલમ પડેછે કે આપણો ટોલો હઇઆત હશે તે વેલાએ તે ટોલાના લોકોનું નાંમ વાપરેલુંછે. તે પર માંણેબી જો આપણે વીચાર કરીએતો તે વખતે પેહલવી ભાશા હશતીમો હોવી જોઇએ, હેમાં કશો શક નથી. વાંચ નારા શાહેબોએ જાંણવું જેઇએચ કે જે દેશનું પુરથવી મો પેહલુ નાંમ નીકલીઉ તેજ દેશનાં રેહુવાશીઓનું નાંમ પેહલવાંન કરીને બોલાએછે અને તેજ દેશની દેશી ભાશાનું નાંમ પેહલવી કરીને કેહીએ તેમો કશીબી હરખત હમો

* જોવો ધી વીશનુ પુરાંનું અંગરેજી તરજુમો પરોફેશર હારેશ વીલશને ઇશવી શને ૧૮૪૦ માં છપાવેલાને શફે ૧૮૯ ની નોટ નંબર ૬૧ મી તથા શફે ૧૯૫ ની નોટ નંબર ૧૫૮ મી.

જોવો અન ઓલડ પેહલવી—પાજંદ ગલાશોરી દશતુર હોશંગજી તથા ડાકટર હાઊગની બનાવેલી ઇશવી શને ૧૮૭૦ માં છપાએલી તેને શફે ૩૪ થી ૩૫ મે. અને મી૦ ધનજીભાઇ ફરાંમજી પટેલનાં હુજવરશ અથવા વીશેશ પેહેલવી વયાકરણનાં દીબાચાને શફે ૫ મે.

જોતા નથી—કાંકે ઘણાંએક. દેશો ઊપરથી તેવોની ભાશા ઓનાં નાંમો અપાએલાંછે, અને તે એક શાધારણ કાએદો છે; તેમજ પેહલુ દેશ ઊપરથી તાંહાંની ભાશાને પેહેલવી નાંમ આપેલું બોલ્લું દીશેછે.

દશતુરજી પોતાનાં દીબાચાને શફે ૪ થે લખેચ કે-"આપણા કયાંની પાદશાહોનાં વખતમાં પેહલવી ભાષા તેઓની દરબાર ખાતે બોલાતી હતી." અને તે પછે પોતાનાં લખવાને વર્જન આપવા શારૂં "બુરહાંને કાતે" નાંમની નાંમીચી ફારશી ફરહંગનાં બનાવનાર મોહમદ હોશેનની ફરહંગમાંથી એક ફકરો ફારશીમો લખી જણાંવેઓચ અને તે ફકરાનો ગુજરાતી તરજુમો જે દશતુરજીએ પોતે કીધોચ તે તેવણનાંજ (અરથો) બોલે બોલ અતરે લખી જણાંવીએચઃ-

"પેહલવ—અગત કરીને દેશને કેહેછે, કેમકે પેહેલવીનો અરથ દેશીનો થાએછે; તેમજ એસફહાંનની શરહદ તથા બાહાદુર અને દેલાવર માંણશને (પેહેલવ કરીને બોલેછે. વલી બુજોરગ અને ચહડતે દરજજેનાં આદમીનેબી 'પેહલવ' કરીને કેહેછે; કેમકે શહે પેહલવીની મતલબ ચહડતે દરજજેનાં પજદાંપરશતીનીછે. વલી એક મોલકનું નાંમબી પહલવ કરીનેછે, અને પેહલવી ભાશા તે મોલકને લગતીછે. કેટલાએક લોકો હેપું કહી ગએઆછે કે પેહલવી ભાશા કેઆંની (પાદશાહો)ઓનાં દરબારને લગતી ભાશાછે. ઘણાએક લોકોનું મતછે કે સાંમ બીન નુહના છોકરાનુ નાંમ પેહલુ કરીનેછે, અને પારસ તેહનો છોકરો હતો અને પેહલવી તથા ફારશી તેઓની શાથે સંબંધ રાખેછે." *

હુનેજ મલતો વીચાર "ફરહંગે જેહાંગીરી" તથા "ફરહંગે રેશીદી"નાં કાબેલ ગરંથ કરતાઓએબી પોતાનાં પુશતોમાં આપેલોછે.

દશતુરજીએ પોતાની લખવાની શાહાદતમો ઊપર લખેલો દાખલો આપેઓછે તે ઊપર દીનદાર જરથોશતી

---

* જોવો દશતુરજીનાં પેહલવી વયાકરણનાં દીબાચાને શફે ૪-૫ મે તથા નોટ.

શાહેબોએ ખુબ ધેઆંન પોંહચાડવું કે દશતુરજી દાખલો કેહવી રીતનો આપેછે અને બીજગમ તેથી ઊલટું કેહ વી રીતે આપણને શમજાવેછે. તે ઊપરથી નેક વાંચનારા શાહેબો ભુલાવો નહી ખાએ તેને શારૂ નીચે લખેલા અરશ પરશનાં ફકરા દશતુરજીનાં લખાંણનાં ટાંકી બતલાવીએચ કે તેથી દશતુરજી પોતાનું બોલેલું ખરૂં પાડવાને વાશતે આપણને કેહવું શહુમજાવેચ.

દશતુરજી પોતાનાં શફા ૪ થામાં આએ પરમાંણે લખેછે.

"ઊપલાં લખાંણમાં તરણ મુખ્ય બાબદ આવેલીછે, તેમાં એક એ જે પેહલવી ભાષા એશફહાંનનાં પરાંતને લગતી ભાષાછે, બીજું એ જે તે કીઆંની પાદશાહાઓની દરબાર બાતે બોલાતી હતી, અને તરીજું એ જે તેહેની ઊતપતી પેહલુબાન સાંમથી થએલીછે."

અને શફા ૫ માંમાં આએ પરમાંણે લખેછે.

"આએ તરીજી બાબત ઊપરથી હેતું શીધ થાએછે કે પેહલવી જબાંનની ઊતપંતી સાંમના બેટા પેહલુથી થાઇછે તે પેહલુ નાંમનો કોઇ પુરૂશ નહી પણ "સાંમ દેશની... ...શુરીઆની" જબાંન જે સેમેટીક ભાષાને નાંમે હાલમાં ઓલખાએછે તેનું વપરાંણ કદીમ પારશી બાષાની શાથે મેલાઇ જવાથી પેહલવી ભાષાની તેમાંથી ઊતપંતી થાએલીછે."

હાવાં ખોટાં લખાંણ ઊપરથી હમોને શમજ નથી પડતીકે હાવી રીતે ગોઠવણ કરવાનું ખરૂં કારણ શું હશે! કેમકે દશતુરજીનાં પશંદ કરેલા "બુરહાંને કાતેઅ" નાં બનાવનારનાં વીચાર પરમાંણે તો ખોલી રીતે કબુલ કરેછેકે "પેહલવ અગત કરીને દેશને કેહેછે" 'અને પેહલવી બાશા તે મોલકને લગતીછે." હાવી રીતે "બુરહાંને કાતેઅ" તથા દશતુરજીનાં લખેઆ પરમાંણે "ફરહંગે જેહાંગીરી" તથા "ફરહંગે રેશીદી" જાહારે કબુલ કરેછે તાહારે દશતુરજીને શું જરૂર પડી કે જાંણી જોઇને વાંચનારાઓને તથા જુવાંન પેહેલવી અભીઆશીઓને ભુલાવો ખવરાવેચ. ઊપર જણા

વેલા તરણ નાંમીચા પરંગોના બનાવનારાઓ ખોલી રી
તે જે વીચાર આપેચ તે ઊપરથી દશતુરજી પોતે કબુલ ક
રીઆબાદ વલી પોતેજ શરીઆમ ઊલટું લખેચકે—"તે પે
હલું નાંમનો કોઈ પુરૂશ નહી પણ "શાંમ દેશની...શુરી
આની જબાંન જે શેમેટીક ભાશાને નાંમે હાલમાં ઓલખા
એછે તેનું વપરાંણ કદીમ પારસી ભાશાની શાથે ભેલાઈ
જવાથી પેહેલવી ભાશાની તેમાંથી ઊતપંતી થાએલીછે."

પરથમ હમો દશતુરજીથી એટલુંજ જાંણવા માંગી
એચ કે તહમો પોતે તમારી પોતાની ખાતરીને વાશતે
બુરહાને કાતે તથા બીજી પરહંગોનાં દાખલાઓ આપોચ
તેહમો ખોલલું લખેલું છે કે—"જુના છોકરાનું નામ પે
હલુ કરીનેછે". તારે તમો કેહી શતા ઊપરથી કેહવોચકે "તે
પેહેલુ નાંમ કોઈ પુરૂશ નહી પણ શામ દેશની શુરીઆની
જબાંન જે શેમેટીક ભાશાને નામે હાલમાં ઓલખાએછે."

આએ ઠેકાંણે દશતુરજી ઘણી મોટી ચુક કરેછે કાંકે
દશતુરજીનાં પશંદ કીદેલા "બુરહાને કાતેઅ" નાં બનાવના
રનાં કેહવા પરમાંણે પરથમથીજ કહેલુછે કે—'પેહલવ અ
ગત કરીને દેશને કેહેછે." અને એજ પરહંગો એ પરંહગ
નો બનાવનાર ખોલલું કેહેછે કે "જુના છોકરાનું નાંમ પે
હલુ કરીને છે." હેવી રીતે એ શબદનાં બે અરથ કરેછે તે
છતાં તહમો ઊલટું શમજાવોચ તેનું કારણ શું? કાંકે તમો
લખોચકે તે પેહેલુ નાંમ કોઈ પુરૂશ નહી પણ બુરહાને કાતે
અનાં કોલ પરમાણે પેહલુ—દેશનું નામછે તારે તમો જે
ના, કેહવોચ તેહુનો એકબી દાખલો આપીઓ નથી તે શ
બબથી દશતુરજીનાં બોલવાને કોઈબી વજન નથી આપના
ર કાંકે આએ નીચે લખેલા પકરા ઊપરથી ખોલી રીતે

તમારા વીચારો તમો પોતે ખોટા પાડો છેઓ. તમો લ
ખોચકે "શામ દેશની... શુરીઆની જબાંન જે શેમેટીક
ભાશાને નાંમે હાલમાં ઓલખાએછે."

નેક વાંચનારા શાહેબો આએ ઉપલા ફકરા ઉપરથી
વીચાર કરી જોવેકે જે ફકરાની શાહેદત દશતુરજી પોતે
આપેચ તેમો બુરહાને કાતેના બનાવનારે લખી જણાવી
ઉંચ કે શાંમ પુરૂશનુ નામછે તારે દશતુરજીને એટલી
બધી શું જરૂરકે શરીઆમ આપણને ઉલટું શમજાવેચ
કે શાંમ દેશની શુરીઆની ભાશાછે. વાંચનારા શાહેબોએ જા
ણવું જોઇએચ કે બુરહાંને કાતેનો બનાવનાર શું લખેચ
અને દશતુરજી શંમજાવેચ શું! ખેર દશતુરજી શાહેદત ત
રીકે જે દાખલો પોતે આપેચ તેથી તદન ઉલટોજ પો
તાનો વીચાર જણાંવેચ. એટલુજ નહી પણ પોતાના લ
ખવાની શાબેતીમો એકપણ ભાગો તુટો દાખલો આપી ન
થી શખતા પંણ જો દશતુરજી ભુગોલ વીદીઆનું ગનેઆં
ન શારીકે જાંણતા હતે તથા તવારીખો વાંચી હતે તો
હાવા હશી કરવા જોગ દાખલા કદીબી નહી આપતે કાંકે
પરથંમતો દશતુરજીને માલંમબી નથી કે શુરીઆની ભાશા
પુરૂથવીના કીઆ ભાગમો બોલાએછે અને સાંમ દેશ પુરૂથ
વીના કહેઆ ભાગમો આવેલુંછે. ખેર! તકરારને વાશતે
ઘરીભર આપણે કબુલ કરીએ કે "સાંમ દેસની શુરીઆની
ભાશાછે" તારે આએ બાબત આપુણે જાંણવી જોઇએચ
કે "તેનુ વપરંણ કદીમ પારશી ભાશાની સાથે ભેલાઇ જ
વાથી પેહલવી ભાશાની તેમાંથી ઉતપંતી કેમ થાએલીછે?
આ ઠેકાંણે દશતુરજીથી હમો એટલુજ જાંણવા માંગીએ પ
કે બેએ ભાશા ભેલાઆથી પેહલવી ભાશાની ઉતપંતી કેમ
થઇ! અને કીઆ જમાંનાંમો એ બનાવ બનીઓ, તે જાંણુ

શું જોઇએચ. અને જો દશતુરજીનાં લખીઆ પરમાંણે ધરીજ
ર આપણે કબુલ કરીએ કે પેહલવી ભાશાની એમ ઊતપંતી થા
એલીછે તો મેહેરબાંની કરીને તેનાં એક બે બી દાખલાવો લખી
જણાંવો. ઊપર લખેલો જે વીચાર દશતુરજીએ આપીઓચ
તે માતરે બીન શમજે ગોઠવી દીધોચ—બાકી આજલગી
કોઇબી વીદીઆવંને હેવો બરખેલાપ વીચાર આપીઓ ન
થી કાંકે શુરીઆની ભાશા જે છે તે શીએરાક દેશની ભાશા
ગણાએછે અને હજુરશુધી શુરીઆની ભાશાની પોતાની ઊ
તપંતી બરાબર રીતે માલુમ નથી પડતી—તેવી અશુધ
ભાશા પેહલવી જેવી નાંમીચી ભાશાને કેમ જનમ આપે
તે શમજી શકાતું નથી. વલી દશતુરજી હેવું કેહેચ કે
"સાંમ દેશની શુરીઆની જબાંન જે હાલમાં શેમેટીકને
નાંમે ઓલખાએછે." એબી દશતુરજીની ભુલછે કાંકે સાંમ
દેશ તથા શુરીઆની ભાશા જે દેશમો બોલાએછે તે બંધે
દેશો એક બીજાંથી ઘણાંજ દુરછે, અને શાંમ દેશ શુરીઆ
ની ભાશા શાથ કશો તાલુકો રાખતી નથી. સામાનય રૂપને
ઠેકાંણે દશતુરજી સાંમ દેશ સમજતા હોએતો તેમો કશી
નવાઇ નથી!! કાંકે બાજી વખતે હેવી ભુલ થાએછે, અથ
વાતો દશતુરજીએ શેમેરીતન દેશને બદલે સામદેશ લખી
ઓ હોએતો તેબી ચુક કીધીછે; તેહેનુ ખરૂ કારણ એછે
કે સમરીતંન ભાશા શેમેટીકને મલતી આવેછે પણ હાલી
જમાનાંમાં તે ભાશા બીલકુલ મરી ગએલીછે. માતરે તો
રાત તથા ઇનજીલનો તરજુમો એ ભાશામો કેટલાએક વી
દીઆવાંનોએ બીજી ભાશાઓની મદદ લેઇને કીધોછે. બા
કી શેમેરીતંન ભાશા કંઇ હીબરૂ તથા આરેબીક ભાશા
નાં જેવી નાંમીચી ભાશા નથી. તે વાશતે દશતુરજીએ પર
થંમતો ઇઆદ રાખવું કે શમરીતંન તથા શુરીઆની ભા

શાઓનું કશું થરકેકાંણું નથી, તે ભાશાઓ ઇરાંનીઓના
નામીચી ભાશાએને કેહવી રીતે મદદ કરે તે આપણે જાં
ણવું જોઇએચ કાં કે દશતુરજીના આએ વીચારો ઘણાંજ
કાચાછે, અને એ ઊપરથી ખોહલું માલમ પડેછે કે એ ભા
શાઓ વીશે દશતુરજીની માહેતગારી ઘણીજ થોડીછે; ન
હીતો દશતુરજી હાવી ભુલ કધીએ નહી કરતે કે કદીમ
પારશી તથા શુરીઆની ભાશા શાથે મેલાપ્યાથી તેમાંથી
પેહલવી ભાશાની ઊતપતી થાએલીછે.

"દીનકરદ" નાંમની મોતેબર પેહલવી કીતાબનાં કેટલા
એક દાખલાઓ દશતુરજીએ આપીઆછે તેહમોની તેવોએ
ભુલો કીધીછે પંણ આએ ફેકાંણે તે શંબે ખોલાશો કરતાં
આએ ચોપાંનીઅંનું કદ એક પુશતકનાં જેટલું મોહોટું
થાવા જાએછે તેથી આએ ઠેકાંણે તે ઊપર લંમબાંનથી
ખોલાશો કરવાનું મોકુફ કરીએ છેઇએ અને હાલતરત
આએ મુખતેશર ખોલાશા ઊપર વાંચનારાવોનુ ધેઆંન પોં
ચારવા માંગીએચ.

દશતુરજીએ પોતાનાં લખાંણમો "આરદાફરૂઅશની આ
ફરીન" તથા આફરીને પનજીમોથી જે દાખલાઓ આપી
આછે તે આએ તકરાર શાથે કશો શંબંધ ધરાવતા નથી.

દશતુરજી પોતાનાં દીબાચાને શફે ૧૧)થીતે શફે ૧૬)
મે શુધી ઇઊરોપ ખંડના વીદીઆવાંનોની એનની શોધ ઊ
પરથી હેવું શાબેત કરવા માંગેચકે પેહલવી ભાશા શીકનદર
ની આગમચનાં વખતમાં ઇરાંન ખાતે વપરાતી હતી. હે
મો કશી નવાઇ નથી કાંકે વીદીઆવાંનોમો એ વીચાર ઘ
ણોજ શાધારણછે.

એ વયાકરણનાં દીબાચાને શફે ૧૭ થી તે શફે ૧૯ મે
શુધી દશતુરજીએ હમજે એશફહાંનીનાં બનાવેલાં પુશતક
ઊપરથી તથા મજમલોલ તવારીખ ઊપરથી પેહેલવી ભા

શા વીશે તથા પેહેલવી કરીને (નાંમ) શા ઊપરથી પડેઊછે તે વીશે કેટલાએક દાખલાવો આપીઆછે તે દરૂશતછે, પણ દશતુરજીને ઘટતું હતું કે ડાકટર શપીગલ તથા બીજા ઇઊરો પીઅન ગરંથ કરતાઓએ હેવા દાખલાઓ બતલાવીઆ છે તે માંટે તેવોનો ઊપકાર માંનવો હતો. ખેર ! તેમ નહી કીધું તોએપણ ગરંથ કરતાઓના કાએદા પરમાંણે જે ઓનાં ગરંથમાંથી તે લીધુંછે તે પણ કબુલ કરવું જોઈતું હતું કાંકે હરેક વીદીઆવાંન આપણી અગાઊ જે દાખલા આપે તેવોના નાંમો લખવાની આપણી ખરી ફરજછે, કે તેથી વાંચનારાઓ એમ નહી શમજે કે ફલાના ગરંથ કરતા ઊપરથી દાખલા લીધાચ અને તેની પોંહોંચ કબુલ નથી કીધી. શફે ૨૦મે દશતુરજીએ પોતે એક લાંબો ફકરો લખીઓછે તેમાં પોતે તે ફકરાની શેવટે આએ પરમાંણે પોતાનો વીચાર જણાવેછે:—

"તેમાંની ચેઆલડી પેહલવી હમોએ ઊપલા ફકરામાં હમજેહ એ શફહાંનીના લખાંણમાં જણાવેલી..... શરીઆની ફારશીછે."

હમજેહ એશફહાનીનાં લખાંણની ખરી મતલબ પરથ મમો દશતુરજી શમજીઆ નથી કે શરીઆની ફારશી કેહી ભાશાને કેહેછે. દશતુરજીને તથા નેક વાંચનારા શાહેબાને જાંણવુ જોઇએચકે હીબરૂ લોકો, આરબો તથા સાએરી આ લોકો પોતાની ભાશાઓને આસમાંની ભાશાઓ ગણે છે પણ પાદશાહી શંનતલતમો, રાજ દરબારી કાંમોમો, શંનશારની ચાલુ ભાશામો, તથા વેપારીઓ અગત કરીને જે વો શેમેટીક ભાશાઓ વાપડેછે તેવોનો મુખેઅ કરીને ઘણો મોટો ભાગ ફારશી ભાશાને લખાંણમો, તથા વાપડવામો લીએછે કે જે ઊપરથી આરબો તથા સારીઆક લોકોએ ફારશી ભાશાની મદદ લેઇને પોતાની ભાશાઓને શુધારી છે તથા લાખો રૂપીઆનો ધંધો એ ટોલાનાં લોકો હાલ

કરેછે તેવો પોતાનો કુલે હશાબ ફારશી ભાશામો લખેછે અને શુરીઆની ભાશાને ફારશી ભાશાની એટલીતો મદદ મલીછે કે. તે લોકો પોતે તે કબુલ કરેછે, એટલુંજ નહી પણ નાંમીચા ઈઊરોપીઅન વીદીઆવાંનો પણ એ કોલ ક બુલ કરેછે, અને તે ભાશાને ફારશી શુરીઆની નાંમ આ પેલુંછે. તેમજ આરબ લોકોએ તથા ઈહાઊદીઓએ તથા નશતોરીઅંન લોકોએ ફારશી ભાશાનાં શબદો પોતાની ભાશાઓમો લેઈને પોતાની દેશી ભાશાઓ પણે દરજજે શુધારીછે, તે શરવે બાબદો લખતાં ઘણુંજ લંબાંણ થા એછે તે શબબથી નેક વાંચનારાઓને હમો મજબુત ભ લામંણ કરીએ છેઈએ કે આએ નીચે લખેલાં નાંમ વા લાં પુશતકો વાંચીઆથી પોતાની ખાતરી કરી લેવી કે પરગનીઆતવાલા નાંમીચા વીદીઆવાંનોનાં કેહવા માહાભા રત વીચારેછે, અને તેથી કરીને કદીમ ફારશી જુબાંનની બુ જરગીને કેટલું માંન મલેછે અને શચાઈને વાશતે વગર શરમે ખરી બાબત પોતે કબુલ કરેછે, એ વીદીઆવાંનો નાં કોલની ખરી ફતેહછે. દશતુરજીનાં હાવા ગલત વોચા રનો મુકાબેલો જાહારે આએ નીચે લખેલા ગરંથકરતા વોની સાથે કરીએ તાહારે, તથા દશતુરજી જેવા દીનદાર તથા દીનચાશીદાર લખનાર શરીઆંમ હેતું બે ટું તોહો મત પેહેલવી જેવી નાંમીચી ભાશા ઊપર મુકે, તાહારે એવો વીશે આપણાં જરથોશતીઓ શું વીચાર કરશે તે વીશે દરીઆફ કરવો જોઈએ.

ઈઊરોપીઅન વીદીઆવાંનોએ આપેલા વીચ રોના પુ શતકોનાં નાંમો આએ કેકાંણે હમો લખી જણાવીએચ તે ઊપર દાનેશમંદોએ ધેઆન આપેઆથી પોતાની મેલે ખાતરી થાશે.

દાંનેશમંદ વાંચનારા શાહેબોએ જાંણવું જોઇએચ કે હમો જે ઇઊરોપીઅન ગરંથ કરતાઓનાં નાંમો અતરે લખી જણાંવીએચ તે માતરે વાંચનારાઓની ખાતેરી કરવાને વાશતેછે, બાકી જો દરએક ગરંથ કરતાઓનાં વીચારો લખી જણાંવીએતો આએ ચોપાંનીઆંની ટુકી હદમો તે શરવેનાં વીચારોનો શમાશ નહી થઇ શકે; તો પણ કેટલાક નાંમીચા ગરંથ કરતાઓનાં વીચારો હવેપછેનાં શફાઓમો લખી જણાંવશું કે તેથી વાંચનારી આલમની વધારે ખાતેરી થાએ કે હમારૂં લખવું કેહવું વાજબીછે.

આએ ઠેકાંણે પેહલવેહલું નાંમ જે હમો લખી જણાંવીએચ તે દશતુરજી પેશોતનજીનાં પોતાનાં પશંદ કીધેલા ગરંથ કરતા ડાકટર બુનશંનછે—

જોવો આઊટ લાઇનશ આફ ધી ફીલાશોફી આફ ઇઊની વરશલ હીશટોરી. વાલંમ પેહલું તથા બીજું.

એજ ગરંથ કરતાએ છપાવેલાં વાલંમો ૫, ઇજીપટ'શ પલેશ ઇન ઇઊનીવરશલ હીશટોરી.

ધી હીશટોરી આફ હીરોડોટશ—વાલંમો ૪, બનાવનાર જારજ રાલીનશન.

ધી ફાઇફ ગરેટ મોનારકીશ આફ ધી એનશીઅંનત ઇશતરંન વરલડ—વાલમ ૪, બનાવનાર જારજ રાલીનશન.

ગાડ ઇન હીશતોરી, બનાવનાર બુનશંન—વાલંમો ૩

ચીપશ ફરાંમ એ જરમન વરકશાપ—વાલંમો ૩, બનાવનાર માકશ મુલર.

એનશીઅંનટ ફેથશ ઇમબાદીએદ ઇન અંનશીઅંનત નેમશ—વાલંમો ૨, બનાવનાર ટાંમશ ઇનમેન.

એલ મશુદીશ હીશતોરીકાલ એનશયકલોપીદીયા આરેબીક ગરંથનો અંગરેજી તરજુમો-કરનાર અ. ઇશપંનજર.

ધી જીઓગરાફીકલ વોરકશ આફ ઇશફેહાંની—અશ લ ફારશી ઉપરથી અંગરેજીમો તરજુમો કરનાર શર ઉલી એમ આઉશલી.

ડાકટર ઇશપીગલે જંનદ અવશતાનો તરજુમો જરમન ભાશામાં કીધોછે તેહુનાં વાલંમો ૩ નાં દીબાચાઓ તથા પાછલા ભાગનાં વધારાઓ જોઆથી માલમ પડશે.

ડા૦ ઇશપીગલનાં હુજવરશનાં વયાકરંણનો દીબાચો જોવો.

ડા૦ ઇશપીગલ—ઇરાંન દશ લાંનદ જુવીશંન દેમ ઇન દુશ ઉનદ તીગરીશ.

હરકુઉલ એત કાકુશ ઇતુદ દી મીયથોઆલોજી કંમ પએરી—બનાવનાર મીચલ બરેલ.

ઉપર લખેલાં નાંમો વાલાં પુશતકો શવાએ બીજાં ઘણાંએક પુશતકો હમારા જોઆમો આયાંછે તે શરવે પુશતકોનાં નાંમો લખતાં લંબાંન થાએછે એટલુંજ નહી પણ આટલાં નાંમો ઉપરથીજ વાંચનારા શાહેબોની તે બાબે ખાતેરી થાશે—તે શબબથી આએ જગાએ હમો ખતમ કરીને આગલી બાબદો ઉપર વાંચનારાઓનુ દેઆંન ખેંચવા માંગીએચ.

નેક વાંચનારાઓ આએ ઉપર લખેલી શાહાદતો ઉપરથી ખોલી રીતે શાબેત થાએછે કે શેમેટીક ભાશામાં ઇરાંની ભાશાઓનાં ઘણાંએક મુલ તતવો મલી આવેછે, વલી વધારે ભરશો રાખવા જોગ શાબેતી એ મલેછેકે ઇરાંની ભાશાઓના ઘણાએક શબદો શેમેટીક ભાશાઓમાં દાખલ થાએલાછે તેજ પરમાંણે પેહલવી ભાશાનાં શબદો શેમેટીકમા મલી આવેછે, તે વીશે તથા ઇરાંનીઓની પુરાતમ

ભાશાઓનાં ઘણાએક શબ્દો હવે પછેના શફાઓમો બતલા
વો આપશું કે જેથી કરીને વીદીઆવાંન આલમની વધારે
ખાતરી થાશે.

દશતુરજી પોતાના દીબાચામાં શફે ૨૦ મે લખેચકે—"સ
રીઆંની ભાષાનુ લખાંણ ઈરાનનાં મોલકમાં પાદશાહ હો
શંગ પેશદાદના વખતથી ચાલતું હતું."

આએ વીચાર ઘણોજ ભુલ ભરેલોછે કાંકે પરથમતો
દશતુરજીને જાંણવું જોઈએચકે પાદશાહ હોશંગનાં વખત
મો "સરીઆની ભાશા"નું વજુદબી નહી હતુ તારે લખાંણ
કેમ ચાલતું હતું? દશતુરજી પોતાનાં લખાંણનાં ટેકામો બે
કીતાબોની શાહાદતો નીચે લખીઆ પરમાંણે એજ શફઆમો
આપેછે, જેમ કે—

"તેહેની સાબેતી 'અનવારેસોહેલી' નાંમની ભરોસો રાખવા જોગ
ફારસી કેતાબ ઊપરથી આપણને મલેછે. આએ કેતાબમાં કલીલુલદમન
નાંમની કેતાબને આધારે દાબશલીમ પાદશાહને એક પાહાડના અંદરથી
મલેલા ખજાનાંમાં પાદશાહ હોશંગની તરફથી લખાએલો એક દશતાવેજ
મલેઓ હતો, તેમાં એક દાબડી તેને મલી હતી તે વીશેનુ બએઆંન
આપતાં નીચે જણાવેઆ પરમાંણે લખેછે"— *

દશતુરજીની ભરોશો રાખવા જોગ ફારશી કેતાબનો
દાખલો આએ ઠેકાંણે લખીને હમારા વાંચનારાઓનો વખ
ત રોકવાને હમો દરૂસત નથી ધારતા કાંકે દશતુરજીની
આએ બંધે કીતાબો ઊપર વીદીઆવાંનો તો શું પંણ ફા
રસી તથા પેહલવી ભાશાનાં અભીઆશીઓ વટીક કશું વ
જન નહી આપશે. જોઆ! એસે દશતુરજીને એટલીબી ખબર
નહી હશેકે "અંનવારે શોહેલી" તથા "કલીલુ દમના" આ
એ બંધે કીતાબો કાંઈજ નહી પંણ બનાવતથી ઊભી કીધે
લીછે કે જેહને અંગરેજીમાં fable "ફેબલ" ઈઆને બનાવ

* જોવો દશતુરજીનાં વયાકરંણનાં દીબાચાને શફે ૨૦ થાતે શફે ૨૧ મે

ટની વાતો અથવા કાંહાંણીઓ કેહેછે. તેહવાં પુસતકને દશ તુરજી ભરોશો રાખવા જોગ કીતાબ ગણેછે એ ઘણુંજ અજબ જેવું લાગેછે, દશતુરજીને એટલીબી ખબર નહી કે એ પુશતકો ઊપર કેટલો ભરોશો રાખીએ. આએ બંધે પુશતકોનો હમો જે ખોલાશો કરીએ છેઇએ તે ઉપરથી દશતુરજી શાહેબને મજબુત ભલાંમણ કરીએ છેઇએ કે એ બંધે પુથતકો પાંણીમો દુબારેતો શારૂં, નહીતો કોઈ દાહાડેબી એ બંધે પુથતકોને ભરોશે દશતુરજી શુલટાંનુ ઊલટું કરી દેશે; કાંકે આએ મધેનુ એક પુશતક જે "અનવારે શોહલી" છે તે માતરે બનાવતની વાતનુછે, તથા બીજું પુસતક જે "કલીલુલ દમના"છે તે કાંઈજ નહી પંણ સંનશકરીતમો જે "પંનચ તતર" નાંમનુ બનાવટની વારતાનું પુશતકછે, કે જે ઊપરથી પેહેલવી તથા પારશી તથા શુરીઆની ભાશાઓમો તરજુમા આગલા વખતમો કીધેલાછે અને તે પુશતક બનાવતની વારતાઓને નાંમે ઓલખાએછે, તે વાશતે દશતુરજીને ઘટેચકે હરએક કીતાબોનાં દાખલા આપવાની અગાઊ તે કેતાબની બનાવટ ઊપર ધેઆંન આપવું કાંકે આએ તમારાં નાંમીચાં (!) વયાકરણની તરંગશો નકલોમોથી ઘણીએક નકલો ઇઊરોપીઅંન વીદીઆવાંનોનાં હાથમો ગીઆથી તમારી તથા બીજા વીદીઆવાંન જરથોશતીઓની તેવો મશકેરી નહી કરે, હેવું શહેમજીને આએ ખોલાશો હમોને કરવો પડીઓછે; અને હમોએ જે દાખલો ઊપર લખી જણાવેઓછે તે ઊપરથી ખોલલું શાબેત થાએચ કે એ કીતાબો ઊપર કોઈબી વીદીઆવાંનો કધીબી તમારી પખે ભરૂશો નહી રાખશે, તે વાશતે તમારો આપેલો દાખલો કશું વજંન તથા ભરોશો આપવા જોગ નથી. અને આએ હમારી વાજબી તકરાર ઊપરથી ખોલલું શાબેત થાએછે કે પાદશાહ

હુશંગ પેશદાદનાં વખતથી સરીઆની (શુરીઆની)ભાશાનું લખાંણ ઇરાંનનાં મોલકમાં ચાલુ નહી હતું. વલી વધારે શાબેતી એ મલેછે કે એ નેક પાદશાહાનાં વખતમો શુરીઆની ભાશાનો જનમ નહી હતો, તાહારે પેહલવી જેવી કદીમ ભાશાને કેહવી રીતે જનંમ આપે તે હમુને શમજ નહી પડતી. દશતુરજી પોતાના દીબાચાને શફે ૨૧ મે અનવારે શોહુલીનાં પૂકરાનો ગુજરાતીમો અરથ લખી જણાંવીને પોતાનો ભુલ ભરેલો વીચાર આએ નીચે લખેઆ પરમાંણે આપેછે—

"આએ ઊપલા દાખલાઓ ઉપરથી આપણને ખોલલી રીતે જણાએછે કે પેહેલવી ભાષાની અંદર સેમેટીક બોલો વપરાએલાછે, તે વીશે કેટલાએક શાહેબો હેવું ધારેછે કે આસીરીઆન લોકોનું રાજ ઇરાંનમાં થાએઆ પછી તેહેનું વપરાંણ થએલુંછે, તે વાત બીલકુલ ભરોસા ભરેલી ઠરતી નથી; પણ સેમેટીક બોલોનું વપરાણ ઇરાનની શર જમીન ઊપર કદીમ વખતથી વપરાતી સરીઆંની અથવા આસીરીઆક ભાષાના સબંધને લીધે થએલુંછે."

આએ વીચાર દશતુરજી લખી જણાવેચ તેહુમો પરથમ ભુલ એછેકે દશતુરજી જે કીતાબ ઊપર ભરોશો રાખેચ તેમોજ ભુલછે કાંકે આગલા શફાઓમાં હમોએ બતલાવી ઊછે કે એ કીતાબો ભરૂશો રાખવા જોગ નથી—માતરે બનાવતથી વારતાઓ જોડેલીછે તે વાશતે દશતુરજીના આપેલા દાખલાને કોઇબી શાહેબો કશું વજન આપનાર નથી અને એ ઊપરથી ખુલલી શાબેતી મલેછે કે પેહેલવી ભાશાની અંદર શેમેટીક બોલો વપરાએઆ નથી—કાંકે દશતુરજી જે કીતાબો ઊપર ભરૂશો રાખેચ તે કઇંજ નહી પણ બનાવતથી ઊભી કીધેલીછે અને માતરે ભાશા શીખનારા અભીઆશીઓને શીખવાને શારૂં બનાવેલીછે તે ઊપર ભરોશો રાખવો ખોટોછે અને તેમોથી જેબી દાખલો આપા તે ગ

બતછે. દશતુરજી એજ પ્રકરાની શેવટે લખેચકે—"શેમેટીક બોલોનુ વપરાંણ ઈરાંનની શરજમીન ઊપર કદીમ વખતથી વપરાતી શરીઆની અથવા શીરીઆક ભાશાના શંબંધને લીધે થાએલુછે." આએ વીચારબી ઘણોજ ગલ ત તથા ખોટોછે, કાંકે કદીમ જમાંનાંમાં ઈરાંનની શરજ મીન ઊપર શેમેટીક ભાશાની હશતી તથા વજુદ હતુંજ નહી, માતરે ઈરાંનીઓનીજ ભાશા ચાલુ હતી. અને ઘણાજ પાછલા વખતમો શેમેટીક ભાશા ચાલુ હતી, તોએપણ રાજનીતીમો તથા શંનશારમાં, વેપાર વેહેવારમો તેવો અગત કરીને શેમેટીક ભાશાની અંદર ઈરાંનીઓની કદીમ ભાશાઓની મદદ લેતા હતા તે વીશે હવે પછેના શ પ્રાવોમો વધારે શાબેતીથી બતલાવી આપીશું—પણ આએ વાત ચોકશછેકે ઈરાંનની શરજમીન ઊપર કદીમ જમાના થી ઈરાંનીઓની ભાશાઓ શવાએ બીજી કોઈબી ભાશા વ પરાતી નહી હતી—કાંકે ખોદાતાલાની બખશેશથી ઈરાંની ઓની ઘણીએક નામીચી ભાશાઓ હશતીમાં હતી કે જે ભા શાઓની બરાબરી મુકાબલો કરવાને આજેબી આખો પરથ વીમો એકબી ભાશા તેવી શુધ વયાકરણ જોરનીમાં મલના ર નથી તે દશતુરજીએ શત કરીને જાંણવું.

દશતુરજી પોતાનાં દીબાચાને શફે ૨૨ મેથી તે શફે ૨૯ શુધી "હુજવરેશ" શબ્દ ઊપર પોતાનો વીચાર લખી જણાવેછે, તથા કેટલાએક ઈઊરોપીઅન વીદવાંનોએ એ શ બ્દ ઊપર પોત પોતાના વીચારો આપીઆછે તે વીચારો રદ કરીને દશતુરજી પોતાનું બોલવું પેશ પાડવાને શફે ૨૫ મે લખેચકે "હુજવે—ખલદીય ઈઆને ખાલદી ભાશા કરીને વાંચીએતો તે વાંચવુ ખરેખર અને વગર શકનુંછે."

"હુજવારેશ" શબ્દે શબ્દનો ખરો અરથ કરવાને જો દશતુરજીએ ઈરાંની ભાશાઓની મદદ લીધી હતેતો તેવો

હાવી ભુલ કદીબી નહી કરતે, કાંકે કદીમ જમાનાં ના વખત
ની ઇરાંનીઓની ભાશામો એ શબ્દ શું મલી નહી આઓ
કે એ શબદની ઊતપતીને માટે એક ઇરાંની અને બીજો
શેમેટીક ધાતુ ઊપરથી દશતુરજીને ગોઠવણ કરવી પડી; પણ
હમો લખવાને ઘણા દલગીર છઇએ કે આએ ઊપરથી ખો
લી રીતે માલમ પડેછે કે દશતુરજીને શબ્દ વીચારનો કાં
એ તો માલમ નથી, કાંકે કોઇબી વયાકરણઆરથી જો
હેવા શબ્દનો ખોલાશો કરેતો પરથમ તો તે વીદીઆવાંન
ને ઘટેચ કે જે ભાશામો એ શબ્દ હોએ તેહમોથી તેહેનુ
મુલ તતવ શોધી કાહાડવું જોઇએચ, અને પછે તેહનાં શબ
દ વીચારનાં બંધાંન ઊપર દેઆંન પોહચાડવું જોઇએચ—
તાહારે તે શબ્દનો ખરો અરથ માલંમ પડેછે. હવે એ
નેક દશતુરજીથી હમો એટલુંજ જાંણવા માંગીએચ કે એ
વણે "હુજવે ખલદીય" * નો જે શબ્દ વાંચીઆચ તે કે
હવા કાયદાથી તથા કેહી શતાથી વાંચીઆચ તે મેહેરબાંની
કરીને વાંચનારી આલંમનો ખાતરી કરી આપવી જોઇએ—
તેહમો પરથંમ આપણને જાંણવું જોઇએચ કે પેહલવી ત
થા હુજવરશમો તફાવત શું છે, અને એ શબ્દો કેહી ભા
શાનાંછે, અને કીઆ જમાનામો એ શબ્દોએ પોતાનો જન
મ લીધોછે ? દશતુરજી પેહલવી અથવા હુજવરશ ભાશા વી
શે નીચે લખીઆ પરમાણે તરંણ તહરેનાં વીચારો આપે
છે, પણ એકબી વીચારની શાબેતી આપી નથી તે વીશે આ
એ નીચે લખેલા તરંણ દાખલાવોનો અરશપરશ જે મુકા
બલો કીધોછે તે ઊપરથી વાંચનારા શાહેબોએ મુનશફી કર
વી કે દશતુરજીનાં કીઆં લખાંણને આપણે કબુલ રાખીએ?
આએ તરંણડે લખાંણમાં એક બીજાની વીરૂધ વીચાર આ

* જોવો દસતુરજીનાં વેઆકરણને શફે ૨૬ મે.

પેછે. જુવો દશતુરજીનાં પોતાના પેહુલવી વયાકરણનાં દીબાચાઓ આપેલા જુદા જુદા વીચારોઃ—

પરથંમ વીચાર પેહુલવી ભાશા વીશે.

બીજો વીચાર શાંમદેશની શુરીઆની ભાશા વીશે.

તરીજો વીચાર હુજવે—ખાલદીએ ઇઆને ખાલદી ભાશા વીશે.

ઊપર લખેલા તરણ્ડે વીચારોનાં આએ તરંણ ફકરાવો અરશ પરશ ટાંકી બતલાવીએચ—તે ઊપર વાંચનારા શાહેબોએ ધેઆંન પોહુચાડવું—

**દશતુરજીનો લખેલો પેહલો દાખલો.**

"પેહલવી ભાશા ઇરાંન શરજમીનને લગતી ભાશાઓમાંની એક શરવેથી ખાકર ભાશાછે, એ ભાશાની રચના તેહની અંદર ઇરાંની તેમજ શેમટીક તતવો ભેલાઇને તેનાં મેલાવરાથી થાએલાછે." *

**દશતુરજીનો લખેલો બીજો દાખલો.**

"આએ તરીછ બાબત ઊપરથી હેવું શીધ થાએછે કે પેહલવી જબાંનની ઊતપંતી શાંમના બેટા પેહલુથી થાઇછે, તે પેહલુ નાંમનો કોઇ પુરૂશ નહી પણ "શાંમ દેશની ........શુરીઆના" જબાંન જે શેમેટીક ભાશાને નામે હાલમાં ઓલખાએછે તેનું વપરાંણ કદીમ પારશી ભાશાની શાથે ભેલાઇ જવાથી પેહલવી ભાશાની તેમાંથી ઊતપંતી થાએલી છે અને એ વાત માંનવા જોગછે." †

**દશતુરજીનો લખેલો તીજો દાખલો.**

હુજવે ખાલદીઆ ઇઆને "ખાલદી ભાશા" કહીને વાંચીએતો તે વાંચવું ખરેખરૂં અને વગર શકનુંછે, કેમકે આગલા વખતમાં એશીઆને લગતુ ખલદય નામનું એક મોહટું પરાંત યુફરેટીશ અને ટાઇગરીશ નાંમની નદીઓ વચે વશેલું હતું, જેહની રાજધાંની બાબીલોનનું શેહેર હતું. ‡

---

* જોવો દશતુરજીનાં પેહલવી વયાકરણના દીબાચાને શફે ૧ લામો ફકરા બીજાની શરૂઆતમાં.

† જોવો એજ વયાકરણનાં દીબાચાને શફે ૫ માનો ફકરો પેહલો.

‡ જોવો એજ વીઆકરણના દીબાચાને શફે ૨૬ માનો ફકરો તીજો.

નેક વાંચનારાવોએ જાંણવું જોઇએચ કે લંમબાંણને લીધે હુમોએ દશતુરજીનાં આખા પ્રકરાઓ દાખલ નથી કીધા પણ તે પ્રકરાવોનો શાર માતરે હુમોએ જાહેર કીધોછે, કે જે ઉપર પેહલવી ભાશા વીશેની તકરારનો આધાર રાખવામો આવેછે.

દશતુરજી પેહલા વીચારમો જણાવેછે કે "એ ભાશાની રચના તેહુની અંદર ઇરાંની તેમજ શેમેટીક તતવો ભેલાઇને તેનાં મેલાવરાથી થાએલીછે."

આએ બાબદમો દશતુરજીએ પોતાની તરફથી એકબી દાખલો નથી આપીઓ કે કહેઆ જમાનાંમો અથવા કીઆ વખતમો ઇરાંની તથા શેમેટીક તતવો ભેરાંએલાછે; તથા કેહવી રીતે પેહલવી ભાશાની ઉતપંતી થાઇછે. ઘડીભર તકરારને વાશતે દશતુરજીનો આએ વીચાર કબુલ કરીએ તારે દશતુરજીને પાછી શું જરૂર પડી કે આએ વીચારની વીરૂધ પોતેજ પોતાનાં વયાકરણનાં દીબાચાને શફે ૪ થામો દશતુરજી એમ લખેછે કે "આએ કાબેલ ગરંથ કરતા * પોતાના પુશતકમાં પેહલવી ભાશા વીશે નીચે જણાવેઆ પરમાંણે લખેછેઃ—

"વલી એક મુલકનું નાંમબી પેહલવ કરીનેછે અને પેહલવી ભાશા તે મોલકને લગતીછે." †

વાંચનારા શાહેબોએ વીચાર કરવો જોઇએચ કે દશતુર પેશતનજી જાહારે પોતેજ આએ કાબેલ ગરંથ કરતાનો બોલ કબુલ રાખેછે તાહારે એ દશતુરજીને શું જરૂર પડી કે પોતાનાં વયાકરણને શફે ૫ મે આપુણે એમ શમજાવેછે કે "શાંમ દેશની.....શુરીઆની જબાંન જે શેમેટી

* દશતુરજીના કાબેલ ગરંથ કરતા તે "બુરહાંને કાતેઅ" નાંમની નામીચી ફારશી ફરહંગના બનાવનાર મોહમદ હોશેનત બરેજી.

† જોવો દશતુરજીનાં વયાકરણને શફે ૪ થે તથા ૫ મે.

ક ભાશાને નાંમે હાલમાં ઓલખાએછે તેહનું વપરાંણ કદી
મ પારશી ભાશાની શાથે ભેલાઇ જવાથી પેહલવી ભાશાની
તેહુમાંથી ઊતપંતી થાએલીછે."

દશતુરજી શાહેબ તમારા પોતાનાં લખીઆ પરમાંણે
બેએમાથી એક વીચાર ખોટો ઠડેછે કાંકે એક હાથ ઊપર
તહુમો પોતે કબુલ કરો છેવો કે પેહલવ એક મોલકનું નાંમ
છે તે ઊપરથી પેહલવી ભાશા તે મોલકને લગતીછે, તારે
તમારા પોતાનાં કોલ ઊપરથી ખોલું શાબેત થાએછે કે જે
મુલકનું નાંમ પેહલવછે તે ઊપરથી પેહલવી ભાશાની ઊતપન
તી થાઇછે, તારે શાંમ દેશ શાથે તેનો શું શંબંધ રહેઓ તે
વીશે વાંચનારાઓને પણુજ તાજુબ લાગેછે—કાંકે દશતુરજી
ને જોઆમેલે માલમબી નહી હશે કે શાંમ દેશ પરથવીનાં કી
યા ભાગમો તથા પેહલવ મુલક કીઆ ભાગમોછે.

અગર દશતુરજીનું લખવું ખરૂંજ હોએતો કદીમ પા
રશી તથા શેમેટીક ભાશાનાં તતવો કેમ ભેરાંઆં, તથા શાંમ
દેશ પેહલવ દેશની નજદીક કેમ આવેઊંચ તે વીશે ભુગલઆ
રથીઓનાં કાએદાથી દેખાડશોતો ઘણીજ મેહરબાંની થશે.

પરથમતો દશતુરજીએ ઇઆદ રાખવું કે શુરીઆની
ભાષા શાંમ દેશની નથી. શુરીઆની ભાષા શાએરીઆ
અથવા આશરીઆ દેશનીછે કાંકે કેટલાએક ઇઊરોપીઅન
વીદીઆવાંનોનો હેવો વીચારછે કે આશેરીઆ શબ્દ ઊપર
થી શાએરીઆ શબ્દ જાવત થએલોછે તે વાશતે હમારા
આધીન વીચાર પરમાંણે શુરીઆંની ભાષા શામ દેશની
નથી. શેમેરટન દેશની ભાશાને જો શાધારણ રીતે શુરીઆ
ની ભાષાનું નામ આપીએ તો ઘણીભર વીદીઆવાંનો કબુ
લ કરે કાંકે શેમેરટન ભાષાનેબી ઇઊરોપીઅન ઓલમાઓ
શેમેટીક ભાષાને નામે ઓલખે છે. અને દશતુરજીનાં ક

બુલ કીધેલા કોલ પરમાંણે જાહારે ખલદય નામનું એક મો હોટું પરંત ઈઊફરેટીસ અને ટાઈગરીસ નામની નદીઓ વચે વશેલું હતું જેની રાજધાની બાબીલોનનું શેહેર હતું * તાહારે દશતુરજીનંજ કેહેવા પરમાંણે એકવારગી આ પણે કબુલ કરીએ કે "ખલદય" નામના પરંતની ભાષા "કાલદી" અથવા "ખાલદી" ને નામે ઓલખાએછે, તો શા મ દેશની ભાષા કદીમ ફારશી સાથે કેમ મેલાઈ અને કેહે વા વખતમો મેલાઈ તે વીશે માલમ નથી પડતું કાંકે ત મારા પોતાનાજ લખેલા કોલ પરમાંણે એઓમોથી એક લ ખાંણ ખોટું પડેછે, અથવા વાજબી પુછાવોતો બંધે લખાં ણ ખોટાં ઠરેછે, કાંકે બુરહાંને કાતેઆના દાખલા ઊપરથી તમો પોતે એકરાર કરોચકે "પેહલવી ભાષા કેઆંની (પાદ શાહ) ઓની દરબારને લગતી ભાષાછે † અને બીજી તર ફથી તહમો લખોચકે "એક એજે પેહલવી ભાષા એસફહાં નનાં પરંતને લગતી ભાષાછે" ‡ તથા બુરહાંને કાતેએની તમારા લખેઆ પરમાણે દલીલમો શાહાદત તરીકે આએ પરમાંણે લખો છેવો કે—"એક મોલકનું નાંમથી પેહેલવ કહીનેછે અને પેહલવી ભાષા તે મોલકને લગતીછે § "

હવે દીનદાર દશતરજી હમો તથા વાંચનારી આલમ ખોટ લુંજ જાણવા માંગીએચકે પેહલવી ભાષા એસફહાંનના પ રાંતને લગતીછે? કે પેહલવ જે મુલકનું નામછે તેહને લગ તીછે?

એસફેહાંન તથા પાહલવ ઈરાંનની કેઈ સરજમીન ઊ પર આવેલાછે તે જણાવીઆં હતેતો હાવી ગફલતીની ભુ

* જોવો દશતુરજીનાં વયાકરણને શફે ૨૬ મે.

† જોવો દશતુરજીનાં વયાકરણને શફે ૪ થે.

‡ જોવો દશતુરજીના વયાકરણને શફે ૫ મે.

§ જોવો દશતુરજીનાં વયાકરણને શફે ૪ થે.

લ નહી થાતે, અને અરશ પરશના વીચારો એક બીજાની વીરૂધ નહી જતે, કારણકે તમારા પશંદ કીધેલા "બુરહાને કાતેઅ"નાં કોલ પરમાંણે તો બોલી રીતે શાબેત થાએછે કે—પેહલવી ભાષાની ઊતપંતી પેહલવ મોલક ઊપરથી થાએલીછે, તારે તમો પોતે આએ કોલ કબુલ કરોચ અને બીજી તરફથી આએ પરમંણે લખો છેવો—

"કેમકે શુરીઆની ભાષા પેશદાદીઆન ટોલાના પાદશાહ હોશંગના વખતમાં ઈરાંન ખાતે વપરાતી હતી અને તે ભાષાના લોગતો કદીમ પારસીમાં આમેજ થાઈને તાર પછી પેહલવી ભાષા જનમ પાંમીછે." *

દશતુરજીના આએ વીચાર ઊપરથી હમુનેતો શું પણ કોઈબી વાંચનારાઓને શમજ નથી પરવાની કે દશતુરજી એક તરફથી પોતે કબુલ કરેછે કે પેહલવ મુલુક ઊપરથી પેહલવી ભાષાની ઊતપંતી થઈછે અને બીજી તરફથી લખેચ કે શુરીઆની ભાષાના લોગતો કદીમ પારસી(ઈઆને ફારશી)ભાષામા આમેજ થાઈને તાર પછી પેહલવી ભાષા જનમ પાંમીછે.

નેક વાંચનારા શાહેબોએ વીચાર કરવો જોઈએચ કે દશતુરજીના ઊપર લખેલા વીચારો એક બીજાથી કેટલા ઊલટાછે, તે વીગેની મુનશફી વાંચનારી આલમને શોંપીને દશતુરજીએ જે તરીજો વીચાર આપીઓછે તે ઊપર તમો નેક વાંચનારાઓનું ધિઆન ખેચવા માંગીએચ. દશતુરજી લખેચ કે હુજવે ખલદીય ઈઆને "ખાલદી ભાષા" કરીને વાંચીએતો તે વાંચવું ખરેખરૂં અને વગર શકનું છે." †

નેક દશતુરજી જો પરથમનો તમો કમપારેટીવ ફીલાલોજીના કાએદા જાણતે તો આવી રીતે હુજવરશનો શબદ કદીબી નહી વાંચતે કે હુજવે શબદ ઈરાંની ભાષાનો

---

* જોવો દશતુરજીના વયાકરણનો શફો ૫ મો.

† જોવો દશતુરજીનાં વયાકરણને શફે ૨૬ મે તથા ૨૭ મે.

છે, અને કાલદી શબ્દ શુરીઆની ભાષાનોછે તે બેનો મેલા
પ કેમ થાએ તે હમુને શમજ નથી પડતી અને ઈરાંનીઓ
ની ઘણીએક નામીચી ભાષાઓછે તેમાંથી શું આપણા
બુજરગો તથા નેઆગાંનેને શબ્દ મલી નહી આવ્યા કે
પારકી ભાષાની મદદ લઈને પોતાની ભાષાને નાંમ આપે,
અને દશતુરજી કેહી શાહદત ઊપરથી લખેચકે "તે વાંચતું ખ
રેખરૂં અને વગર શકનુંછે." દશતુરજી આએ ઠેકાંણે ત
મારી ઘણીજ મોહોટી ભુલછે. કોઈબી વીદીઆવાંન ઘહરશ
થ જો "હુજવે ખલદીય" શબ્દની તપાશ કંમપારેટીવ ફીલા
લોજીનાં કાએદાથી લીએતો ખોલી રીતે કબુલ કરશે કે તે
માં ઘણીજ મોહોટો શકછે, એટલુંજ નહી પંણ એમજ ક
બુલ કરશે કે એ શબ્દ બનાંવતથી ઊભો કીધોછે, કાંકે પ
રથંમમો દશતુરજીને આટલું જાંણવું જોઈએચ કે પેહેલ
વી તથા હુજવરશ ભાષાઓમો શું તફાવત છે! અને તે ભા
ષાઓ ઈરાંની ભાષાઓની શાખા ભાષાછે કે શેમેટીક લોકો
ની ભાષાઓમોનીછે. દશતુરજીનાં આપેલા વીચારો ઊપર
થી ખોલી રીતે હેવું શાબેત થાએછે કે તે બીના દશતુરજીને
પોતાને પરથમમો માલમ નથી, તે વીશેનીચે લખેલા દા
ખલા ઊપરથી વાંચનારાઓની ખાતેરી થાશે. દશતુરજી
"હુજવે ખલદીય" નું જે નાંમ જે ભાષાને આપવા માંગેચ
તથા એજ શબ્દને ઊપર લખેલાં નાંમે જે વાંચવા માંગે
ચ તે વીશે એકબી દાખલો આપીઓ નથી—માતરે કલાશી
કલ ડીકશનેરી ઊપરથી દશતુરજી એટલું જાંણેચકે "ખલ
દય નાંમનું એક મોહોટું પરાંત યુપ્રેટીસ અને ટાઈગરી
સ, નાંમની નદીઓ વચે વશેલું હતુ, જેની રાજધાંની બા
બીલોનનું શેહેર હતું." *

* જોવો દશતુરજીનાં વયાકરણને શફે ૨૬ મે.

આએ ફકરા ઊપરથી ઘડીભર આપણે કબુલબી કરીએ કે—"ખલદય" નાંમનું પરાંત હતું કે જેની રાજધાની બાબીલોનનું શેહેર હતું, તાહારે હુંજવે શેહેર અથવા ભાષા કહુઆં દેશમાં અથવા મુલકમો બોલાતી હતી ?

દશતુરજી [illegible] [illegible] કરવે વાંચનારી આલમને ભુલાવો ખવારવા જેવું કરીને ડાકટર જે. બુનશનની જે દાખલો આપેચ તે વીશે હમો વાંચનારા શાહેબોનું અગત કરીને ધેઆંન પોહોંચાડવા માંગીએચ કે ડાકટર બુનશનનો ફકરો દશતુરજીએ પોતાના દીબાચાને શફે ૨૭ મે નોટ મારીને અંગરેજીમો છાપીઓછે તે ફકરામો દશતુરજીએ જે ચાલ ચલાવીછે તે ખરા વીદીઆવાંનોનાં કાંમને જોખ પોંચાડનારીછે, કે વીદીઆવંન ડાકટર બુનશને જે પોતાનો ખરે ખરો વીચાર આપીઓછે તેમાં ખોલી રીતે પરથમમાં આએ પરમાણે The Semitik Stock * હેવું નામ આપેછે કે જેહુનો ખરો અરથ "શેમેટીક વંનશ" ઇઆને શેમેટીક કુટુંબનો થાએછે તથા શેમેટીક ટોલાના લોકોની ભાશાઓ વીશે પોતાનો વીચાર આપેછે તે વીચારને દશતુરજી ફેરવી નાંખીને નીચે પરમાંણે અંગરેજી ફકરો લખીને ડાકટર બુંનશનની શાખશી આપેછે. એ ફકરા મધે દશતુરજીએ પોતાની મતલબ શાચવવાને અશલ ફકરા મધેથી ઊપરથી લાઇન બેએ, વચમાંથી લગભગ એક લાઇન, તથા છેકેથી તરેન લાઇન, કાહાડી નાંખીને પોતાનાજ વીચારને ટેકો આપવા શારૂ હેવી રીતે તે ફકરો ટાંકીઓછે કે જે ફકરો ઇરાંનીઓની ભાશા શાથે કશો તાલુકો નથી રાખતો. એ વીશે વાંચનારા શાહેબોની ખાતરીને વાશતે દશતુરજીનો ટાંકેલો

* જોવો ડાકટર જે બુનશનની ધી ફીલાશફી આફ યુનીવરશલ હીશટોરી ઇશવી શને ૧૮૫૪ ના વાલમ ૨ જાને શફે ૧૦ થી શફે ૧૧ મે.

અંગરેજી ફકરો જે છે તેહનાંજ અરથો ગુજરાતી ભાશા મો * દશતુરજીએ પોતે કીધાછે તેજ ફકરામો દશતુરજી લખેચ કે—

"અને બીજી શાધારણ લોકોની ખાલદી (Chaldee) અથવા બાબીલોન તથા આશીરીઆ, અને મેસોપોટેમીઆ તથા સીરીઆની સાધારણ ભાષાછે" †

આએ ફકરા ઉપરથી ખોલી રીતે માલમ પડેછે કે **ખાલદી** (Chaldee) ભાશા જે છે તે બાબીલોન, આશીરીઆ, મેશોપોટેમીઆ, તથા સીરીઆની સાધારણ ભાશાછે, તાહારે દસતુરજી કેહી દલીલ અથવા દાખલા ઉપરથી હેવું સીધ કરવા માંગેચ કે આપણા ઇરાંની વડીઅલો સીરીઆંની ભાશાને નાંમે જે બોલી ઇરાંનમાં વાપરતા હતા, તે ઉપર જણાંવેલી **ખાલદી** (Chaldee) ભાશા હતી, એ વીચાર દશતુરજી જે આપેચ તે ડાકટર બુનશનનાં વીચારથી બીલકુલ વીરૂધ છે, તે એ બંધે ફકરા તપાશી જોઆથી શેઆનાં વાંચનારાઓને પોતાની મેલે માલમ પડી આવશે કે ડાકટર બુનશન વાલા ફકરામોતો ઇરાંનીઓ વીશે કાંઇબી જણાવામાં આવેઊ નથી—પણ દશતુરજીએ નકાંમુ તે ઇરાંનીઓને લાગુ પાડી દીધુંછે.

દશતુરજીનો ટાંકેલો અંગરેજી ફકરો તથા ડાકટર બુનશન વાલો અશલ ફકરો પાશેનાં શફાવોમા અરશ પરશ ટાંકી બતલાવીએચ તે ઉપર દાંનેશમંદ વાંચનારાઓએ ખુબ ધેઆંન પોંહચાડવું.

---

* જોવો દશતુરજીના પેહલવી વયાકરણના દીબાચાને શફે ૨૭ મે.

† જોવો દશતુરજીના વયાકરણને શફે ૨૭ માંનો ફકરો પેહલો.

## ડાકટર બુંનશંનવાલો અશલ ફકરો, તથા તેમાંથી બીને લીધોછે તે બંધે

### ડાકટર બુનસાનનાં પુસતકમોનો આખો ફકરો·

It is very striking, in how narrow a compass, and with what inward energy, the Semitic formations move in the hstorical times. They are reduced to the northern branch, spoken in the Euphrates and Tigris region, Syria and Palestine, and to the South-Semitic idioms, or the language of Arabia. The northern branch is represented, first, by Hebrew (the language of the Ibri, men who came from Arapakhitis), fixed in Palestine (Canaan), and divided into Phœnician and Hebrew Proper; and, secondly, by popular Chaldee, or the common language of Babylon and Assyria (Elam and Assur), and of Mesopotamia and Syria (Aram, and probably Lud, or Semitic Asia Minor). The second branch is represented by North and South Arabia, the language of the sinai peninsula (Amalekite dialect) belonging to the second. The Abyssinian, in Africa, is an evident off shoot of the South-Arabian idiom. *

---

* જોવો ડાકટર બુનશનનાં ધી ફીલાશોફી આફ યુનીવરશલનાં દફતર ૨ અને શફે ૧૧ મે.

## દસતુર પેશુતનજીએ કેટલીએક લાંઈનો કાહાડી નાં ફકરાઓનો મુકાબલો.

### ડાકટર બુનસનવાલા ફકરાની અંદરથી દસતુરજીએ કેટલીએક લાઈનો કાહાડી નાંખીને લીધોછે તે અધુરો ફકરો.

They are reduced to the northern branch, spoken in the Euphrates and Tigris region, Syria and Palestine, and The northern branch is represented, first, by Hebrew (the language of the Ibri, men who came from Arapakhitis), fixed in Palestine (Canaan), and divided into Phœnician and Hebrew Proper; and secondly by popular Chaldee, or the common language of Babylon and Assyria (Elam and Assur), and of Mesopotamia and Syria (Aram, and probably Lud, or Semitic Asia Minor). †

વાંચનારી દાનેશમંદ આલમએ આએ બંધે ફકરાનો અરશ પરશ મુકાબલો કરી ખુબ બારીકીથી વીચાર કરવો કે એ ફકરાઓથી દશતુરજીએ જે લાંઇનો કાહાડી નાંખીછે તેહનું કારણ શું ! જે કોઇ ધહરશથ શાધારણ રીતેબી અંગરેજી વાંચી જાંણતો હશે તેબી કેહી શકશે કે ડા૦ બુંનશન નાં અંગરેજી ફકરાની જેબી મતલબછે તે માતરે શેમેટીક ભાશાને લગતીછે. ઇરાંની ભાશા શાથે એ ફકરો કશો શબંધ રાખતો નથી તાહારે હેવી ખોટી શાહાદત આપવાનું કારણ શું ?

---

† જોવો દશતુરજીનાં પેહલવી વયાકરણના ગુજરાતી દીબાચાને શફે ૨૭ મીની નોટનો અંગરેજી ફકરો.

વલી ઊપર લખેલા બંધે પ્રકરાઓનો મુકાબલો કરી જો વાથી વાંચનારા દાનેશમંદોને રોશન થશે કે શેમેટીક ભા ષાને ઇરાંનની સરજમીન ઊપર ચાલુ ભાશા તરીકે જણા વાને દશતુરજીએ કેહવી રીતની ગોઠવણ કીધીછે.વાંચનારા તથા વીદીઆવાંન આલમને શેહેલ પડવાને વાશતે, ડાકટર બુનશનનાં પ્રકરામાંથી જે શબ્દો દશતુરજીએ કાહાડી નાખે આછે તે શબ્દોને હમોએ બીજા જુદા ટાઇપમાં જણાવેઆછે, તે ઊપરથી નેક વાંચનારાઓએ ધેઆંન પોંહચાડવું કે દશતુર જીને હેવા રીતે હીકમત કરીને જે અશુધ ગોઠવણ કરવી પડીછે તેહેનું ખરૂં કારણ શું હશે? એ અશુધ ગોઠવણ ક રવાનું ખરૂં કારણ માતરે એટલુંજછે કે દશતુરજી પોતા નાં લખાંણને ટેકો આપવા શારૂં તથા અંજાણા વાંચનારા ઓને ભુલાવો આપવા શારૂં "હેવું સીધ (કરવા માંગે) છે કે આપણા ઇરાંની વડીએલો સીરીઆની ભાષાને નાંમે જે બોલી ઇરાંનમાં વાપડતા હતા તે ઊપર જણાવેલી ખાલદી (chaldee) ભાષા હતી." દશતુરજી શાહેબ તમારાં લખાં ણની શાબેતીઓ જે શાહાદત તથા દાખલો આપોચ તે કો ઇબી વીદીઆવાંન કબુલ નથી કરનાર કાંકે તમારી આપે લી દલીલ બીલકુલ ખોટીછે તેહેનું કારણ એ જે ડાકટર બુ નશન જેવા વીદીઆવાંને જે દાખલો આપીઓછે તે શેમેટી ક વંશના લોકો પોતાના કીઆં કીઆં દેશો, મુલકો તથા શે હેરોમો એ ભાષાઓ બોલેછે તેહની શાબેતી એ વીદી વાન ગરંથકરતા બતલાવેછે તેહને કેકાંણે તમો દશતુરજી તમારી મતલબને ટેકો આપવા શારૂં ડાકટર બુનશનના આ ખા પ્રકરામાંથી પરથમમાંજ બે લાઇન અને એક શબદ કા હાડી નાંખીઓછે એટલુંજ નહી પણ તે પ્રકરાની વચમાંથી આએ નીચે લખેલા શબ્દો અથવા એક લાઇન લગભગ ત

ઓએ કાહાડી નાંખીને નામને વાસતે માતરે આએ ** પરમાં ણે બે નોટની નીશાંન મુકીછે. દશતુરજીએ કારી નાંખેલા શબદો "to the South-Semitic idioms, or the language of Arabia."

આએ હીકમત કામે લગાડીઆથી દશતુરજી ધરાઆ નથી તારે એજ પ્રકરાની નીચેની લગભગ ચાર લેનો એજ પ્રકરાને લગતીછે તે બીલકુલ કાહાડી નાંખીછે કે કોઈ રીતેબી પોતાની અશુધ મતલબ શચવાએ અને આપણા નામવર ઈરાંણી વડીલો ઊપર તોહોમત મુકાએ પણ એ તોહોમત બીલકુલ ખોટુંછે તે વીશે જો આપણા દશતુરજી તથા વાંચનારી આલમ ડાકટર બુનશનનાં પુશતકનાં વાલમ અથવા દફતર બીજાંનો શફો ૧૦મો તથા ૧૧મો વાંચી જોશે તો ખુલી રીતે માલમ પડશે કાંકે શફે ૧૦ મે તે વીદીઆવાંન મથાલેજ આએ પરમાંણે લખેછે. "The Semitic Stock." એટલે શેમેટીક વંશ ઈઆને શેમેટીક કુટુંબ હેવી રીતે તે વીદીઆવાંન ડાકટર બુનશન પોતે ખુલી રીતે કબુલ કરેછે તે છતાં દશતુરજી શાહેબે જાંણી જોઈને તે લખનારની મતલબ ફેરવવા તથા પોતાનાં લખાંણને ખાલી ટેકો આપવાને જે કોશેશ કીધીછે તે વીદીઆવાંનોના કાએદાથી ઘણીજ ઊલટી તથા નાદરશત ચાલછે કે પારકાનાં દાખલા બતલાવવા, ને તેહેઓથી પોતાની મરજી પડતાં શબદો કાહાડી નાખવા. તે શાથે વલી ડા૰ બુનશન પોતાનો વીચાર શું આપેચ, ને તેવો શમજાવેચ શું ! કેમકે તેવો વાંચનારી આલમને ગફલતમો નાખવા જેવું કરેચ, એટલું જ નહી પણ આપણાં નેઆગાંન બુજરગો જે ઈરાંની વડીલો થઈ ગીઆચ તેઓ ઊપર શરીઆંમ એક ખોટું તોહોમત મુકાએછે કે તેવો "સારીઆની ભાષાને નાંમે જે બોલી ઈરાંનમાં વાપડતા હતા, તે ઊપર જણાંવેલી ખાળદી

(Chaldee) ભાષા હતી. હાવી રીતનો ઘેલો દાખલો આપી આ બાદ દશતુરજી લખેચ કે "એ ઊપરથી હેવું સીધ થાએછે." માહરા નેક દશતુરજી હાવી રીતે ગોઠવણ કરીને તમો હેવું સીધ કરોતો મુખતીઆર છેવો, પણ કોઈબી વીદીઆવાંન એ ઊપરથી કધીબી એમ સીધ નહી કરે, પણ ઓર વધારે હશી કરેઆ વગર રેહે નહી. તેહેનો મુખી આ શબબ એછે કે ડા૦ બુનશંન જે પોતાનો વીચાર લખી જણાંવેચ તેમો ખોલી રીતે સાબેત કરેછે કે શેમેટીક વંશની ભાષાઓ કહેઆં કહેઆં દેશો, મુલુકો, તથા શેહેરોમો બોલાતી હતી અને તે વીશે એ વીદીઆવાંન ગરંથ કરતા આએ પરમાંણે પોતનાં વીચારો આપેછે- "ઈજીપત, બાબીલોન, કે જેહને શેમીટીક વંનશ કેહેછે અને બીજી શેમેટીક વંનશની ભાષાઓ જેવીકે સાયરીઆ, તથા પાલેશટાઈન, આરેબીક, તથા હીબરૂ તથા ખાલદી ઈતી આદી." *

ઊપર લખેઆ પરમાંણે ડાકટર બુનશંન પોતે પોતાનાં ગરંથમો જેબી વીચાર આપેછે તે શેમેટીક વંશ ઈઆને શેમેટીક ટોલાનાં લોકોની ભાષાઓ વીશે આપેછે, પણ એકબી શબદ એ પ્રકરામો ઈરાંનીઓની ભાષા શારૂ વાપડીઓ નથી, અને ડાકટર બુનશંન એટલુંબી કબુલ નથી કરતો (અને દશતુરજી લખેચ) કેઃ—"એ ઊપરથી હેવું સીધ થાએછે કે આપણા ઈરાંની વડીઅલો સીરીઆની ભાષાને નાંમે જે બોલી ઈરાંનમાં વાપડતા હતા તે ઊપર જણાંવેલી ખાલદી (Chaldee) ભાષા હતી." એ પરમાંણે દશતુરજી શાહેબને શું જરૂર હતી કે ડાકટર બુનશંનનાં અશલ લખાંણની મતલબ

* જોવો ફીલાશોફી આફ યુનીવરશલ હીશતોરીનાં વાળંમ ૨ જાને શફે ૧૦થી તે શફે ૧૧ મે, બનાવનાર જ૦ બુનશંન.

ને ફેરવી નાંખીને આપુણે બીજું ઊલટું શમજાવે. એ
ટલુંજ નહી પણ દશતુરજીએ કેવી હીમત ચલાવીછે કે પો
તે બાપોકારેથી કબુલ કરેચ કે—"એ ઊપરથી હેવું સીધ
થાએછે" અને પોતાનાં ઊલટાં લખાંણનાં ટેકાઓ "માલીક
નામએ અશુરી" નાંમની ફરહંગનો ટેકો આપેછે કે જે કી
તાબનું કશું ઠર ઠેકાંણું મલે નહીં, એટલુંજ નહી પણ એ
નાંમનું પુસતક હમારા તથા બીજા વીદવાંન શાહેબોનાં જોવા
મોઆં આવેલ નહીં હશે. કદાચ એ પુસતક ઘણાજ પાછલા જ
માંનાંમો કોઈએ બનાવતથી ઊભું કીધું હશે, કાંકે આગલા
વખતમો આપણાં દશતુરો તથા મોબેદ શાહેબો શેમેટીક ભાષા
કોઈ જાંણતાતા નહી માતરે થોડી ઘણી આરેબીક ભાષા
શવાએ; તાહારે "માલીક નામએ અશુરી" નાંમની ફરહંગ
કેહવી રીતે બનાવી તે હમુને શમજ નથી પડતી, કાંકે આ
એ વાત ચોકશછે કે આગલા વખતમો ઇઆને દશતુરજી
નાં કહેઆ પરમાંણે એ ફરહંગનો જનમ થએઓ તે વ
ખતે તથા હીનદોશથાંનનાં પારશીઓનાં દશતુરજી શાહેબો શે
મેટીક ભાષા જાંણતાતા નહીં * તાહારે તે ભાષાનુ પુસતક
કેમ બનાવેલ?

વલી એ ઊપરથી એક અગતનો શવાલ એછે કે જો
આપણા દશતુર શાહેબોઓ દશતુર પેશુતનજીનાં કહેઆ પર
માંણે શેમેટીક ભાશાનું કશું બનડોલ નહી હતું, તાહારે

---

* એ કોલ દશતુરજીનો પોતાનો લખેલોછે—જોવો દશતુરજીનાં વ્યાકરણ
નાં દીબાચાને શફે ૧ થી તે શફે ૨ જામો દશતુરજી આગ્મે પરમાંણે લખેછે.

"આપણા હીંદુશથાન ખાતે થઇ ગએલા આગલા દશતુરો જેઓ
એ પેહલવી ભાષા સમજવાની કીરતી મેલવી ગએઆ છે; તેઓ જોકે
હીબરૂ; ચેઆલડી, અને શારીઆક ભાષાને લગતું કસું ગનેઆંન ધરાવ
તા નહી હતા."

માલીક નામે અશુરીઓ દશતુરજીના કેહેવા પરમાંણે શેમેટી
ક શબ્દો આવેલાછે તે કેહેવી રીતે તે ફરહંગમો દાખલ
થાઆછે; કાંકે દશતુર શાહેઓ શેમેટીક ભાશાથી જાહારે બે
નશીબ હતા તાહારે એવું પુશતક એક ફરહંગ તરીકે
કેહેવી રીતે બનાવીઉ તે વાંચનારી આલમે જાણવું જોઇ
એચ. દશતુરજી જે નાંમીચી ફરહંગ વીશે લખેચ તે હમા
રાતો શું પણ હમો નહી ધારતા કે બીજા કોઇબી શાહેઓ
નાં જોવામો આવી હોએ. અગર પેહેલવીઓ મુનાખોદા ના
મની જે એક ફરહંગછે તેજ ફરહંગને જો દશતુરજીએ પો
તાની મતલબ શાચવવાને એ નામ આપીઉ હોએતો હમો
કેહી નહી શકતા—કાંકે "માલીક નામે અશુરી" વીશે દશતુ
રજી પોતે પોતાના વીચારો બે જુદીજ રીતના આપેછે, તે
વીશે આએ નીચે લખેલા ફકરાઓ ઉપરથી વાંચનારા શાહે
બોએ વીચાર કરવો કે બેએમાથી કીઆં લખાંણને ખરૂં
ગણીએ:—

દશતુરજી પોતાનાં પેહેલવી વયાકરણનાં દીબાચાને શફે ૨ જામો લખેચ કે—

"માલીક નાંમે અસુરી નાંમની એક નાધલી પેહુલવી શબ્દકોશ જે હાલમાં ફારશી ભાષા શીખનાર અભીઆશીઓને શરૂ શરૂઆતમો વપરાતી આમદન અને ફારશીઆત ના આકારને મલતીછે."

દશતુરજી પોતાના પેહેલવી વયાકરણનાં દીબાચાને શફે ૨૮ મો લખેચ કે—

'આએ... હુજવરેશ બોલ આપણી પાસેનાં કદીમ પેહલવી પુ સતકોનાં લખાંણની અંદર આપણને મલતો નથી * પણ હમોએ ઉપર જણાવેલી "માલીક નાંમએ અસુરી ઇઆને આસીરીઆ શબ્દ કોશ ની અંદર ...તથા ...હેવા આ કારનાં બે ઇમિલાઓ આવેલાછે."

આએ ઉપર લખેલા બંને ફકરાવોમાં મોટા છાપાવો
થી જે શબ્દો છાપેલાછે તે ઉપર વાંચનારા શાહેઓએ બા

* આએ ઠેકાંણે દશતુરજીની ભુલછે; કાકે ઘણીએક પેહલવી ફર
હંગોમા એ શબ્દ ભાષાનાં નાંમ દાખલ આવેલાછે.

રોકીથી ધેઆંન પોંહચાડવું કે દશતુરજી એક ઠેકાંણે "માલી
ક નામે અશુરી" ને પેહેલવી શબ્દ કોશ એઆને પેહેલવીની
ફરહંગ કેહેછે, ને બીજે ઠેકાંણે એજ "માલીક નાંમે અશુ
રી એઆને આસીરીઆ શબ્દ કોશ" એઆને આશેરીઆ
ભાશાની ફરહંગ કેહેછે, તાહારે બેએઓથી કીઆં લખાંણ
ને ખરૂં અથવા ખોટું કહીએ. હમારી તકરાર પરથંમથી
એજછે કે હેવાં બનાવત ભરેલાં નાંમની કીતાબ હમારા
જોવાઓ તથા શાંભલીઆઓબી આવી નથી. જે પેહલવી
ફરહંગ જુના ખોદાના નાંમે શાધારણ રીતે પેહલવી ભાસા
નાં અભીઆશીઓ વાપડેછે કે જે ફરહંગને નાંમીચા વીદી
આવાન માંનશીઓર દુ પેરને ફરાનશીશ ભાસાઓ છાપીછે,
અને તે ફરહંગને શુધારીને દશતુર હોશંગજી તથા ડાકટ
ર હાઊગે હાલ અંગરેજી ભાશાઓ છાપીછે તેજ ફરહંગને
દશતુરજી "માલીક નાંમે અશુરી"ને નાંમે ઓલખતા હોએ
તો હમો કેહી નહી શખતા? પણ નેક વાંચનારા શાહેબો ત
હમો વીચાર કરો કે ઘડીભર એ નાંમની એક ભાસાની ફ
રહંગ હોએ તો તે ફરહંગનાં બનાવનાંરને શું એક ભાસા
નાં શબદો નાંમ આપવાને મલી નહી આઆ કે એક શેમી
ટીક અને બીજો શબ્દ ફારશી અને તરીજો શબ્દ આશેરી
આ ભાશાનો વાપડવો પડેઓ—હેવો તે કાબેલ પંનડીત
એ ફરહંગનો બનાવનાર કોંણ હોશે. જોઆમેલે દશતુર
જીનાં કરતાંબી તે વધારે કાબેલ હશે! કે એક નાંધલી ફર
હંગને નાંમ આપવાને તરણ ભાસાઓની મદદ લેવી પડી;
એબી તે ફરહંગ બનાવનારનાં એલંમ ઊપર આફરીન છે!!
અને આએ જમાનાંનાં આએ બુધીવાંન દશતુરજી ઊપરબી
આફરીનછે કે પેહેલ વેહલીવાર હેવી બનાવત ભરેલી ફર
હંગ શોધી કાહાડી, એટલુંજ નહો પણ પોતાની મરજી પર

માંણે નાંમબી શોધી કાહાડીઊં !!! અને આપ્રીનછે દશતુરજીની હીમત ઊપર કે આએ જમાંનાંનાં દોરે પ્લક પરમાં ણે પારશીઓમોબી કોઇ કોઇ હાવા કાબેલ છે !! તે દશતુરજીએ બતલાવી આપેઊ!

ઊપર લખી જણાવેલા દાખલા ઊપરથી કોઇ રીતેબી સીધ નથી થાતું, કાંકે ડાકટર બુનશંનનો હેવો વીચાર છે જ નહી "કે આપણાં ઇરાંની વડીઅલો સીરીઆની ભાસા ને નાંમે જે બોલી ઇરાંનમાં વાપડતા હતા તે ઊપર જણાવેલી **ખાલદી** (Chaldee) ભાશા હતી."

એ વીશે વાંચનારા શાહેબોએ પોતાની ખાતરી કરવી હોએ તો શુખેથી આએ નીચે નોટમા લખેલાં પુશતકો * જો આથી માલમ પડશે કે દશતુરજીએ પોતાની મતલબ શાચવવા ને અશલ આખો પ્રકરો મુકી દઇ અધુરો પ્રકરો કેહવી રીતે લીધોછે. ડાકટર બુનશન પોતાના ગંરથમો બોલી રીતે શેમેટીક તથા ખમીતીક વંનશ વીશે પોતાના વીચારો આપેછે પણ દશતુરજીના લખીઆ પરમાણે એક શબદબી વાપડેઆ નથી તાહારે દશતુરજી શાહેબ તહુમો વાંચનારી આલમને શું કરવાને ભુલાવો ખવરાવોચ અને તમારા હાવા બોટા દાખલા ઊપરથો હેવુ શીધ થાએછે કે ઇરાનનાં દબદબા ભરેલાં રાજમો એ ભાસાનુ નામબી નહી હતું તારે તેહનું વજુદ કાંહાંથી હોએ ! અને તમોએ જે પેરવી કરીને એક અનઘટટુ તોહોમત આપણા ઇરાંની વડીએલો ઊપર મુકીઊંછે,તેનો જવાબ રોજે રશતાખેજવેર તમુને દેવો પડશે—કાંકે આપણા ઇરાંની વડીલોએ શેમેટીક તથા મીશરના લોકો જે બુતપરશતી તથા પુતલાં પુજવાની ચાલ ચાલતા હતા તેવોને

---

* જોવો ધી ફીલાશોફી આફ ઇઊનીવરશલ હીશટોરીનાં વાલમ ર જાને શફે ૧૦ થાતે શફે ૧૧ મે.

તારાજ કરીને પોતે જે યજદાંપરસતી ધરમ પાલતા હતા તે નેક રાહ ઊપર લાવવાને કરોડો રૂપીઆનો ખરચ કીધોચ અને લાખો માંણોશોના જાંનની ખુવારી કરીને મીશર તથા બાબીલોન શેહેરો તારાજ કરીને ફતેહ કીધાં હતાં એટલુંજ નહી પણ દેશે દેશ અને શેહેરે શેહેર તથા મુલુકે મુલુક યજદાંપરશતી દીનનો જુનડો ઊડારીઓચ અને બુતપરસતી તથા તેવોનાં પુતલાંવો પાઆમાલ કીધાંચ તેવા બુતપરશતીની બાશા શું આપણા ઇરાંની વડીએલો વાપરતા હતા? દશતુરજી આએ બેહુંદો દાખલો આપતી વખતે તમોએ રાશતી તરફની કશો વીચાર નહી કીધોકે જે ઇરાંની વડીએલોએ યજદાંપરસત દીનને વાશતે અને તેહેનો ફેલાવો કરવાને સારૂં મોહોટી દોલતનો તથા લાખો માંણશોનાં જાંનનો બોગ આપેલો તેવોને આજે દીનદારોથી સાબાશી મલવી જોઇએ તેહુને બદલે તેવો ઊપર હાવું તોહોમત મુકવું ઘણું બેહુંધુંછે. શું તેવોની પોતાની બાશા નહી હતી કે પારકી બાશા તેવો વાપડે? દશતુરજીએ આએ ચાલ ઘણીજ અનઘટતી ચલાવેલી માલમ પડેછે.

દશતુરજી શફે ૩૩ મે લખેચકે સને ૧૮૫૪ ઇશવીનાં શાલમાં પેહલવી બાશાનાં વેઆકરણને લગતા ટુક શારનું એક નાધલુ ચોપાનીઊ ઇઊરોપ ખાતે પેહેલ વેહલાં ડાકટર મારટીન હાઊગની કલમથી જરમન બાસામાં લખાએઊ હતુ.

આએ વીચાર દશતુરજીનો બુલ બરેલોછે કે "પેહેલ વેહેલાં ડાકટર મારટીન હાઊગની કલમથી જરમન બાસામાં લખાએઊ હતુ" કાંએજે પેહેલવી બાસાના વયાકરણને શઊથી અગાઊ તથા પેહેલ વેહેલાં જે જનમ આપેલોછે તે આપણી ટાપુના જાણીતા વીદીઆવાંન મીઃધનજીભાઇ ફરામજી પટેલે ઇશવી શન ૧૮૪૮ મો ગુજરાતી બાસામો બનાવીઊ હતુ

અને તેજ પેહેલવી વયાકરણની ગુજરાતી ઊપરથી સને ૧૮૫૦ મો અંગરેજી કરીને સને ૧૮૫૨ નો આખરીમો અથવા સને ૧૮૫૩મો મુંબઈની નામીચી "બોમબે બરાનચ આ૫ ધી રાએલ એશીઆટીક શોશાઈટી" ને નજર કરીઊં હતું * પણ તે વખતે પેહેલવીના ટાઈપ મુંબઈમાં મલી નહી આવીઆના શબબથ, તે વયાકરણ છપાવાને નહી બનીઊ, તે પછે મુંબઈમાં પુરાતમ ભાશાઓના જાણીતા પનડીત ડાકટર વીલશને પેહેલવેહેલાં મુંબઈમાં થોડાએક જંદ અવસતાના તથા પેહેલવીના છાપાઓ બનાવીઆ હતા તે પછે ઈશવી શને ૧૮૫૩મો શેઠ કુંવરજી જીવાજી તાશકરે પેહેલવીના છાપા બનાવીઆ અને સને ૧૮૫૪માં પેહેલ વેહેલાં પેહેલવી વયાકરણ ગુજરાતી ભાશામાં મીo ધનજીભાઈ ફરામજીનું બનાવેલું એ ચાલાક ધરસથે છાપી આપીઊં તે વયાકરણ શેઠ ફરાંમજી નશરવાંનજીએ પોતાને ખરચે છપાવેઊં હતું ને આપણા જરથોશતીઓમાં તથા ઈઊરોપીઅન વીદીઆવાંનોમાં વગર કીમત લેવે આપીઊંછે તે બાબદ શરવેને જાંણીતીછે.

આએ બોલાશા ઊપરથી માલમ પડેછે કે ડાકટર મારટીંગ હાઊગની અગાઊ પેહેલવી વયાકરણ મીo ધનજીભાઈ ફરામજીએ બનાવેલુંછે તે વાશતે પેહેલવી ભાશાનાં વયાકરણમો જો પરથમ બનાવનાર તરીકે જેબી માન આપીએતો તે મીo ધનજીભાઈ ફરામજીને આપવું જોઈએ મ કાંકે મુવેલી ભાશાના વયાકરણને વયાકરણનું રૂપ પેહેલ વેહેલાં આપીને તે ભાશાને તેવોએ શજીવન કીધીછે.

---

* મીo ધનજીભાઈનાં પેહેલવી વયાકરણની પોંહોંચ બોમબે બરાંનચ આફ ધી રાએલ એશીઆટીક શોસાઈટીનાના ઈશવી શને ૧૮૫૩ અથવા ૧૮૫૪ નાં રીકારડ ઘઆને નોધમો જોઆથી માલમ પડશે.

વલી શફે ૩૫ મે દશતુરજી લખેચ કે—"સને ૧૧૮૧ ઇઅજદજરદીના વરસમાં મુંબઇમાં મરહુમ દશતુરજી શાહેબ એદલજી દેરાબજી રૂશતમજી સનજાણાએ (પેહેલવી વયાકરણ) બનાવીઊં હતું."

આએ વીશે લખવાનું ઘણુંછે, પણ તે બેહેશતનશીન દશતુરજીનાં ગુજરી ગીઆ પછે હમારી કલમ ચલાવાને હમો દરૂશત નથી ધારતા કાંકે એ વયાકરણ વીશે હમુને ઘણોજ મોહોટો શકછે અને એ બાબદમાં હમો એ મરહુમ દશતુરજીના પાક રૂઃ ઊપર દુવા માંગીને એટલુંજ માંગીએચ કે એ મરહુમ દશતુરજીને ઘણુજ બાલાતર બેહેશત મલે કાંકે આપણા દશતુરોની શંફમો એવણ શાહેબજી એક નામીચા દશતુર હતા.

શફે ૩૬મો દશતુરજી લખેચ કે—"આએ હમારાં પુસતકની અંદર વીયાકરણને લગતા જે જે ભાગોને મથાલે પેહેલવીનાં નાંમો આપેઆંમો આવેઆંછે તે નામો હમોએ હમારી તરફથી ઊપજાવીને આપેઆંછે."

આએ વીચાર શારોછે, પણ ગરંથ કરતાઓની તથા વયાકરણ કરતાઓની રીતી પરમાણે હરેક નવાં નામ આપીઆમાં આવેતો પોતાની તરફથી પોતાનાં લખાંણને ટેકો આપવા શારૂં તેવાં નવાં નામોનો ખોલાશો કરવો જોઇએ કે જેથી કરીને વાંચનારી આલમને કશો શક અથવા ખતરો રેહે નહી.

શફે ૩૬થી તે શફે ૩૭મે દશતુરજી લખેચકે—"આએ પેહેલવી વીયાકરણની શેવટે હમોએ જે શેમેટીક શબદો તથા ધાતુઓ ઊપરથી પેહેલવી પુસતકોમાં વપરાએલા શબદોની એક શબદ કોશ આપીછે."

જો દશતુરજીનાં લખીઆ પરમાણે હાવા વીચારથી

એ શબ્દ કોશ આપી હોએતો દશતુરજીએ ઘણીજ મોહોટી ભુલ કીધીછે, તેહુના ઘણાએક દાખલાઓ દેખાઈતા મલી આવેછે, કે જે શબ્દો શુધ ઈરાંની ભાશાઓનાછે પણ દશતુરજીની બીન માહેતગારીને લીધે તેહવા શબ્દોને શેમેટીક રૂપો આપેછે જેમકે—

....અબીતર (અબીદર) બાપ, ....અદા પરાંણ, ....અમીતર (અમીદર) માએ,....બા ભાઈ,....બાતમન બેહુન,....દાબુંનતન, આપવું. એ શીવાએ બીજા ઘણાએક શબ્દો ઈરાંની ભાશાઓનાછે તેહુને શરીઆમ શેમેટીક રૂપ આપવાનું કારણ શું? જો દશતુરજીએ તે શબ્દોની બારીકીથી તપાશ કીધી હતે તો હાવી મોહોટી ભુલ કવચીતબી નહી કરતે, અને વાંચનારી આલમને ભુલાવામાં નહી નાખતે. ઈરાંની ભાશાઓ શેમેટીક ભાશાઓના કરતાંને ઘણીજ શરશ તથા પવીતર ભાશાઓછે. આએ ઊપર લખેલા બોલાશા ઊપરથી વધારે શાબેતી એજ મલેછે કે પેહેલવી પુશતકોમાં જે શબ્દો વપડાએલાછે તે કદીમ ઈરાંની ભાશાઓનાંજછે અને દશતુરજીનાં લખીઆ પરમાંણે શેમેટીકનાં નથી તે વીશે એ શબ્દ કોશની તપાશ લેતી વખતે વધારે દલીલ દાખલાઓથી હુમો શાબેત કરી આપશું.

શફે ૩૭ મે દશતુરજી અનજાણા વાંચનારાઓને હેવું શમજાવેચ કે—"શેમેટીક શબ્દો તથા ધાતુઓના અશલ ઊચચારો કેટલાક ચોકશ અક્ષરોના ફેરફારથી અતરેના તથા ઈરાંનના દશતુર મોબેદો કરતા આવેઆછે."

આએ વીચાર કોઈ વીદીઆવાંન કદીબી કબુલ નહી કરે કાંકે કદીમ જમાનાથી આપણા નેઆગાંનો તથા બુજરગો પેહેડી દર પેહેડી જે કદીમ ઈરાંની શબદોના ઊચચારો કરતા આવેલા તે કોંણની તાકાદછે કે ફેરવી શકે? પણ એથી

જુદોજ વીચાર આએ પરમાણે શાબેત થાએછે કે શેમેટીક તથા બીજી કોમ વાલાઓએ ઘણાએક ઈરાંની શબદોના ઊચચારો ફેરફાર કરીને અશલ ઈરાંની શબદો પોતાની ભાશામો દાખલ કરીને વપરાંણમો લાવેલાછે કે જે વીશેની ઘણીએક જીવતી શાહાદત આપણા પાશે મોજુદછે, અને તે નીચે લખેલા દાખલાઓથી હમો શાબેત કરી આપશું. વાંચનારા શાહેબોએ જાંણવું જોઈએચ કે મીશરવારાઓ, આરબો, ઈહુદીઓ, કાલદીઓ, શેમેરેટન વાલાઓ, તથા શાએરીઅંનો, એવોએ ઈરાંની ભાશાઓનાં ઘણાએક શબદો પોતાની ભાશાઓમો લીધાછે, જેમકે—

જનદ અવશતા—આએ શબદનો અશલ ઊચચાર ફેરવીને આરમીનીઅન, શાઈરન, શાઈરૂ,—આરેબીઅનો, આએ પરમાંણે ઊચારો કરેછે-જેનદીક અથવા જનદક, શનદીક, તથા અબશતક અથવા અવશતક તથા અબેશતોગો અથવા અવેશતોગો અને કેટલાએક શેમેટીક વાલાઓ આએ પરમાંણે કરેછે—અપેશતકો અથવા અપેશતાક—હેને મલતી બીજી શાહદતો આએ આપીએછે કે જે ઊપર નેક વાંચનારાઓને ધેઆંન પોંચાડવાને બની આવે, જેમકે.—કદીમ એરોકોતી ઈઆને આઈરીશ ભાશામો જનદ અવશતાને "શનેએશતા" નો ઊચચાર કરેછે, અને હાલી જમાનાનાં વખતમાં ઈઊરોપ ખંડના તથા જરમનીના વીદીઆવાંન ઓરીઅનટલીશટો આએ પરમાંણે ઊચચારો કરેછે—"શનદ" અથવા "શનત" તથા "અબશતાક," "અપશતાંન," "અવશતાંન" "અપેશત," એ શવાએ ઈહુઊદીઓ, આરબો, તથા શાએરીઅનો ઈરાંનીઓનો જે અશલ શેહર અરાંન અથવા ઈરાંન છે તેહનો ઊચાર ઈહુઊદીઓ "એલમ" કરીને કરેછે, અને શેમેટીક ટોલાના લોકો "અરાક" અથ

વા "ઇરાક" કરેછે તેજ પરમાંણે હીનદુ શબદનો ઊચચાર "હુદુ" અથવા "હીનદ"નો કરેછે. એ પરમાંણે ઘણાએક ઇરાંની શબદોના ઊચચારોમો પોતાની ભાશાઓને લેહેજત આપવાને વાશતે ફેરફાર કરેછે. વલી ઘણાંએક દેશો, મુલુકો, શેહેરો, તથા પાદશાહોનાં નાંમો ઇતી આદી ઇરાંની શબદોના ઊચચારો શેમેટીક વાલાઓએ પોત પોતાની ભાશાઓમો ફેરફાર કરીને દાખલ કીધાછે તે શબદો જો આએ ઠેકાંણે લખી જણાવીએતો ઘણુંજ લંબાંન થાએછે, તેથી માતરે થોડાએક શબદોના દાખલા હમોએ ઊપર લખી જણાવીઆછે કે વાંચનારી આલમની ખાતરી થાએ.

ઊપર લખેલી તકરાર ઊપરથી ખોલી રીતે શાબેત થાએછે કે દશતુરજીએ શરીઆમ એક અનઘટટં તોહોમત અતરેના તથા ઇરાંનના દશતુર મોબેદો ઊપર મુકીઊછે કે તેવો ફેરફાર ઊચચાર કરતા આવેઆછે. એજ શફામો દશતુરજી કેહેચકે—"માલીક નામએ અશુરી" નામનું ૧૨૦૦) થી વધારે વરસ ઊપર લખાએલા પુરાતમ શબદ કોશનું પેહેલવી પુસતકછે.

આએ પુસતકને દશતુરજી શાહેબ બારશો વરશનું પુરાતમ ગણેચ તેમો દશતુરજીની ઘણી ભુલછે, કાંકે આએ વાત શરવેને જાણીતીછે કે આશરે શારી બારશો વરશની વાત ઊપર ઇરાંનનું દબદબા ભરેલું રાજ માંઠી હાલતમાં આવી પડેઊં હતું અને તાંહાંનાં જરથોશતીઓ પોતાના પવીતર ધરમનો બચાવ કરવાને પરથવીના કેટલાએક ભાગોમાં તેહેમાં મુખીઅ કરીને હીંનદોશથાંન તરફ આપણા બુજરગો તથા નેકુગાનો નીકલી આવીઆ હતા—તારે દશતુરજીને હમારો શાદો શવાલ એ છે કે હીંદુશથાંન

તથા ઇરાંનના કહેઆં ખુનામો "માલીક નામએ અશુરી" નામનું પુસતક લખાઊ ? કાંકે જે જમાનામાં એ પુસતક ની હસતી તમો બતાવોચ તેજ જમાનામો આપણા જર થોશતીઓ ઘણાએક હાદેશામાં પડેલા હતા અને કેટલાંએ ક વરશો વેર આરબો શાથે લડાઇમાં ગુતાએલા હતા તા હરે હેવું એક નજીવું પુસતક લખવાને તેઓને કેમ બની આવેઊં હશે તે હમુને તો શું પણ વાંચનારાઓનેબી શમ જ નહી પડતી ?

દશતુરજી શપે ૩૭ મેજ લખેચ કે—"હાલમાં ઇ ઊરોપખંડના વીદીઆરથીઓ પેહેલવી પુસત ોમો વપરા એલા શેમીટીક શબદોના ઊચચાર ઊપલી રીતથી જુદા પો તાની શહુમજ પરમાંણે કરેછે તેમ આપણા જરતોશતી ઓની તરફથી ઊચચાર કરવાની હમો જરતોશતી વીદી આરથીઓને ભલાંમણ કરતા નથી."

દશતુરજીના આએ વીચાર ઊપર હમો કશો ભરૂશો રા ખતા નથી કાંકે એક હાથ ઊપર દશતુરજી હાવી રીતે ભલાંમણ કરેછે અને બીજા હાથ ઊપર પેહેલવી ભાષા ઊપર વગર તપાશ કરવે હેવું તોહોમત મુકેછેકે "એ ભાશાની રચના તેહેની અંદર ઇરાંની તેમજ શેમીટીક તતવો ભેલાઇને તેના મેલાવરાથી થાએલીછે."

દશતુરજીનાં ઊપર લખેલા બંધે વીચારો ઊપર આ પણે કેટલો ભરૂશો રાખીએ તે વીશે નેક વાંચનારા શાહે બોએ દરીઆફત કરવો કે પેહેલવી જેવી કદીમ ભાષા ઊ પર દશતુરજી કેહેવું ખોટું તોહોમત મુકેછે કે જે કોઇ ઘહ રશથોએ એ ભાષાનો અભીઆશ કીધો હોએ તે આએ વી ચાર કધીબી કબુલ નહી કરશે. એજ શફામો દશતુરજી લખેચ તેમ "આગલા વખતમાં ઇરાનના પેહેલવી વીદી

આરથીઓએ શેમીટીક બોલોની અંદરના કેટલાએક ચોક્ક
રા અક્ષરોનો અસલ ઊચ્ચાર પુરવીને તેહેનું વંચાંણ કરે
ઊછે."

આએ વીચાર દશતુરજીએ આપીઓછે તેબી બીલકુલ
ગલત છે. જો આએ વીચાર ખરોજ હતે તો દશતુરજી
ની ફરજ હતી કે થોડાએક દાખલાઓ લખી જણાવતે કે
વાંચનારાવોની ખાતેરી થતે—નહી કે એક ખોટું તથા વ
ગર પાઆનું હેવું તોહોમત ઇરાંનનાં વીદીઆરથીઓ ઊ
પર નાહેક મુકવું—એ ઇનશાફની રાહે ઘણુંજ ભુલ ભરેલું
છે અને તેહેની શાહાદતમો હમોએ આગલા શફા
ઓમો જે બોલાશો લખીઓછે તે ઊપરથી ખોલલી રીતે વ
ધારે શાબેતી હેવી મલેછે કે ઘણાએક ઇરાંની ભાષાઓ
નાં શબદોમો થોડો ઘણો ફેરફાર કરીને શેમીટીક વાલાઓ
એ પોતાની ભાષાઓને જેબ આપવાને ઇરાંની શબદો લી
ધાછે. એ વીશે થોડાએક ઇરાંની શબદોનાં દાખલાઓ અ
તરે લખી જણાવાની રજા લેઈજીએચઃ—

| ઇરાંની. | શેમેટીક |
|---|---|
| જર | જરશ |
| જોથર | જતાર |
| કેરેત | કરત અથવા કરથ |
| મગવ | મગ |
| ખુશરૂ | ફુરૂશ |
| પારશ | પરશ |
| મરજબાંન | મરજબાંને * |

આએ શવાએ બીજા ઘણાએક શબદોછે કે જે લખ
વાથી હમારી ધારના કરતાંનેબી આએ બાબદ ઘણીજ
લમબાંન થાએછે તેથી આએ ઠેકાંણે વધારે દાખલાઓ ન

* વાંચનારા શાહેબોએ જાણવું જોઈએચ કે શેમીટીક શબદોના
ઉચારો ગુજરાતી હરફોમો શાધારંણ રીતે ટાંકીઆછે.

થી આપીઆ. દશતુરજી "માલીક નામએ અશુરી" ઊપર ભરૂશો રાખીને પોતાનો શેવટનો વીચાર આપેછે કે--"આપણા જરતોશતીઓ શેમીટીક પેહેલવી બોલોના ઊચચારો કરેઆ જાઈએતો તેહુમાં આપણ વગર ચુક કરવે વાજબી મારગ ઊપર ચાલીએ છેઈએ."

હમારા નેક દશતુરજી આએ વીચાર ઘણોજ ભુલ ભરેલોછે—કાંકે જેબી પેહુલવી શબદોનાં ઊચચાર કરવા હો એતો પરથમ તે શબદોનો મુકાબેલો વયાકરણના કાએદા પરમાંણે ઇરાંનીઓની બીજી ભાષાઓ સાથે કરીને પછે તે પેહુલવી શબદોનાં ઊચ્ચારો મુકરર કરવા જોઈએ—નહી કે પારકી ભાષા ઊપર ખાલી ભરૂશો રાખીને અને અશલ ભાષાનાં ખરા ઊચચારેનો નાશ કરીને શેમીટીક જેવી ભાષાને ખોટી મોહોટાઈ આપવી એ વીદીઆવાંનોના કાએદાથી ઊલટ તથા નામુનાશબ જેવુંછે. નેક જરતોશતીઓ જો હાવી રીતે આપણાં ધરમગુરૂઓ વગર શમજે પેહલવીનાં શબદોનાં ઊચારો કરશે તો આગલ જતાં એ પવીતર ભાશાનો નાશ કરશે એટલુંજ નહી પણ શુધારાને ઠેકાંણે એ ભાશા વધારે અશુધ થશે—અને દીન ઊપર દીન એ ભાશા પડતી હાલતમો જશે તે વાશતે હેવી કદીમ ભાશાને શુધારવાની અગાઊ આપુણે ઘણીએક ભાશાઓનો પકો અભીઆશ કરવો જોઈએચ તથા તે ભાશાઓનાં વયાકરણોની શમપુરણ માહેતગારી મેલવવી જોઈએચ—ઊતાવલ કરવાનું કાંમ નથી.

આએ વાત ચોખ્ખછે કે ઇરાંનીઓની કુટમવાર ભાશાઓની પકી માહેતગારી દશતુરજીઓછે નહી અને શેમીટીકની એક બેએ ભાશાની જો કદાચ કાચી માહેતગારી હોએતો ઘણીજ કંમ હોએ—એ વીશે વાંચનારા શાહેબોએ

પોતાની ખાતરી કરવી હોએતો દશતુરજીનાં પેહલવી વયા
કરણની પછવાડેના શફાઓમો જે શબ્દ કોશ દશતુરજીએ
છાપેલીછે તેમધે કેટલાએક શબ્દો ખુદ ઈરાંની ભાશાઓના
છે તેહેને શેમીટીક ઠેડવીઆછે કે જે શબ્દો વીશે હવે પ
છે દેખાડી આપશું. તેટલાં અગત કરીને વાંચનારા શાહે
બોને હમો એટલીજ ભલાંમણ કરીએ છેઈએકે તે શબ્દો
ના મુલ ધાતુ ઉપર ધેઆંન પોહચાડશોતો તરત માલમ
પડશે.

દશતુરજી પોતાના વયાકરણનાં દીબાચામાં પેહલવી ભા
શા વીશે નાપાએદાર લખાંણ કરેઆ પછે પેહલવી તથા પા
ઝંદ ભાશાનાં લખેલાં પુશતકોનાં નાંમો લખી જણાંવેછે, તે
માં કેટલીક કેતાબોનાં જે નાંમ આપેઆંછે તે ઊપરથી મા
લમ પડેછે કે તે કીતાબો માતરે નાંમની કેતાબોછે—કાંકે
કોઈ શખશ પોતાનાં મનનાં વીચારોને ટેકો આપવાને અ
થવા વખતશર કોઈ શાથે તકરાર કરવી પડીતો હેવી કેતા
બોનાં દાખલા આપવાને તે કેતાબો લખેલી જણાએછે કે
જે કેતાબો દુનીઆમાં બીજે કેહેથી મલી નહી આવે પણ
માતર પોતાની પાશેજ હોએ. ખેર! જમાનાના દોર પર
માંણે તે વખતે હેવી હીકમતબી કાંમે લાગતી હતી. એ
કીતાબો વીશે નીચે લખેલી તકરાર ઊપર વાંચનારી આ
લમનું તેમાં આગત કરીને જેવો પુરાતમ ભાશાઓનું ગ
નેઆંન ધરાવેછે, તેવોનું ધેઆંન પોંચાડવાને હમો મજબુ
ત ભલાંમણ કરીએ છઈએ.

દશતુરજી પોતાનાં વયાકરણનાં દીબાચાને શફે ૩૦—૩૧
મે પેહેલવી પુશતકોનાં તથા અવશતાનાં પેહલવી તરજુમાં
નાં જે પુશતકોછે તેવોનાં નાંમો લખેછે તેમાં પેહલી કેતા
બનું નાંમ......"દીનકંનતે" કરીને લખેછે. આએ પર

માંણે એ કેતાબનું નાંમ મજકુર દશતુરજીએ વાપડેઊચ તે તદન ગલતછે—કેમજે ઈરાંન તથા હીંનદોશથાંનનાં જ રથોશતીઓતો શું પણ દશતુર પેશુતનજીનાં પોતાનાં મરહુમ મુરબી ઊશતાદ શાહેબ દશતુર એદલજી દારાબજી શંનજાણા પોતે પણ એ કીતાબનું નાંમ શુધ ઊચચારે આએ પરમાંણે કરતા હતા કે—"દીનકરદ"—તે અશલ ખરા ઊચારને પડતો મેલીને આ વેલાએ દશતુર પેશુતનજી, જેમ એક બેએ ઈઊરોપીઅનો એ કીતાબનો ગલત ઊચાર કરેછે, તેમ પોતેબી ગલત તથા અશુધ ઊચાર કરેછે અને તેમ તેવો શાંને વાશતે કરેછે તેની હમોને તથા કોઈબી શાહેબને શમજ પડનાર નથી—પણ જોઆમેલે દશતુરજી હવે પોતાનો આધાર પોતાનાં શાગરીદો ઊપર રાખવા લાગાછે, કેમજે મોબેદ શેરીઆરજી દાદાભાઈએ આદરબાદ મારાશપંદનું પદનાંમું જે છાપેઊછે, તેહમો તેવણે એ પેહલવી શબદનો ગલત તથા ખોટો ઊચાર શામાનીએ રૂપમો "કંનતંન" કરીને કીધોછે, અને તે ઊપરથી દશતુર પેશુતનજીએ અનેમીતકાલમો "કંનતે" કરીને કીધોછે * તે વીશે વાંચનારી આલમે જાંણવું જોઈએચ કે અશલ શબદ "કરદ" નોછે. તે છતાં દશતુરજીએ "કનતે" નો ઊચાર કરતાં શું આધાર ધરાવેઓછે તે મુદલ શમજાતું નથી, કાંકે એવણનાં મરહુમ ઊશતાદજી દશતુર એદલજી દારાબજી શંનજાંણાએ પોતે પ્રારશી તથા ઈરાંનીઓની ભાશાઓનાં કાએદા પરમાંણે "કરદ" નોજ ઊચાર કીધોછે—તે ફેરવીને એક શીખાઊ પેહેલવી અભીઆશીની રીત પકડીને

---

* જોવો એમ૦ શેહરીઆરજી દાદાભાઈ ભરૂચાનું છપાવેલું આદરબાદ મારાશપંદનનું પંદનાંમું—શફે ૭૮ મે. તથા દશતુરજીનાં વયાકરણનાં દીબાચાને શફે ૩૦ મે.

દશતુરજી પેશુતનજી "કનતે" નો ઊચાર કરેછે તે ઘણું ખોટું લાગેછે. અગર દશતુરજીને એ શબ્દનાં ઊચાર વીશે પો તે ખાતરી કરવી હોએ તો મરહુમ દશતુરજી એદલજી દારાબજીએ "ખોહરે અવીજક" નાંમની જે ચોપડી શીલા છાપ ઊપર છપાવેલીછે, તે વાંચેઆથી પોતાની ખાતરી થાશે કે એ શબ્દનો ઊચાર મરહુમ દશતુરજીએ કેમ કીધોછે. હવે દશતુર પેશુતનજીથી હમો જાંણવા માંગીએચ કે "કનતે" શબ્દ કેહી ભાશાનોછે. દાનેશમંદ શાહેબોએ જાંણવું જોઈએચ કે પેહેલવી ભાશામો ઘણાએક હરફો એકજ આકારનાં આવેછે, પણ તેઓનાં ઊચારો જુદી જુદી રીતનાં થાએછે; જેમકેઃ—"કરદ" શબ્દનાં અંદર "ર" તથા "દ" આવેછે તે કેટલાએક શબ્દોમો "ર" ને ઠેકાંણે "ન" નો ઊચાર કરેછે તેમજ "દ" ને ઠેકાંણે "ત" નો ઊચાર કરેછે, પણ શબ્દના ધાતુ ઊપર ધેઆંન પોંહચાડેછે તથા તેહનાં ખરા અરથ ઊપર ધેઆંન પોંચાડેઆ પછે તેહવા બીકટ પેહલવી શબ્દોનાં ઊચારો કરેછે, પણ દશતુરજીનાં કીધેલા ઊચાર વીશે જો તપાશ લઈજીએચતો એકબી દાખલો આપુણે હેવો મલતો નથી કે કેહી દલીલ ઊપરથી દશતુરજીએ હેવો ઊચાર કીધોછે. જો માતરે એરવદ શેહરીઆરજીનાં ઊચાર ઊપર દશતુરજીએ ભરોશો રાખેઓ હોએતો ખરેખર દશતુરજીએ તેમાં મોહોટી ભુલ કીધીછે. અશલ ઊચાર ફેરવીને એરવદ શેરીઆરજીએ જે શુધારેલા (!) ઊચાર કીધાછે તે ઊપરથી; ઈઆને શાગેરદનાં ઊચાર ઊપરથી ઊશતાદજી ઊચાર કરવાનું શીખેઆ એબી આજનાં જમાનાની તાશીર શમજવી! દશતુર પેશુતનજી એટલોબી વીચાર નથી કરતા કે એજ પેહલવી શબ્દનો ઊચાર એવણનાં મરહુમ મુરબી ઊશતાદ દશતુરજી એદલજીએ કેહુ

વી રીતનો કીધોછે, તથા ખુદ દશતુર પેશુતનજી પોતેબી આટલાં વરશો શુધી એ શબદનો ઊચચાર કેમ કરતા આ વેલાછે? જો હમો ભુલતા નહી હોઈએતો એ દશતુરજી પોતાનાં વયાકરણનાં દીબાચામો જાહારે એ શબદનો ઊચચાર "**દીનકંનતે**" કરીને કરેછે, તાહારે એજ દસતુરજીએ થોડુકની વાત ઊપર એજ કીતાબનો અંગરેજી તથા ગુજરાતી તરજુમો કરવાને તથા તે છપાવી જાહેર કરવાને જે જાહેર ખબર અતરેનાં વરતમાંન પતરોમાં છપાવીછે તે મધેતો એ કેતાબનાં નાંમનો ઊચચાર દશતુરજીએ "**દીનકરદ**" હેવી રીતનો કીધોછે. તાહારે હવે હમો એ નેક દશતુરજીથી એટલુંજ જાંણવા માંગીએચ કે તમો પોતે એકજ શબદનો ઊચચાર એ રીતે જુદો જુદો કેમ કરોચ? ને તે બેએમોથી કીઓ ખરો, અને કીઓ ખોટો ગણોચ?

દાંનેશમંદ વાંચનારાઓએ જાંણવું જોઈએચ કે અશલ પેહેલવીમો "ન" તથા "ર" અને "દ" તથા "ત" એ હરફોનો આકાર એકજ શરખી રીતનોછે; અને જાહારેબી એ હરફો હરેક શબદોનાં અંદર આવેછે—તાહારે "ન" ને કેકાંણે પેહુલવીખાંઓ શમજીને "ન"જ વાંચેછે, અને "ર" ને કેકાંણે "ર"જ વાંચેછે તેજ પરમાંણે "દ" તથા "ત" બી વાંચેછે—પણ એરવદ શેરીઆરજીએ ડાકટર હશપીગલનાં ઊચચાર ઊપરથી "ર" નો ઊચચાર કાહાડી નાંખીને "ન"નોજ ઊચચાર કરેઓછે-તેજ પરમાંણે દશતુર પેશુતનજી બી "ન"નોજ ઊચચાર કરેછે, પણ દશતુરજી શાહેબને એટલી બી ખબર નથી કે પોતાનાં પેહેલવી વયાકરણમો જે હરફોનો કોશટક છાપેઓછે તેજ કોશટકમો એ પેહલવી હરફનો ઊચચાર દશતુરજીએ પોતે "ર" તથા "ન" નો કીધોછે, તાહા

કે હવે હજારો વરશ થઓં આપણા બુજરગો તથા મેઆ ગાંનો જે ઊચચાર કરતા આવેઆછે તે રદ કરીને તેજ પોતાનાં અશલ કીધેલા ઊચચારને ગલત ઠેડવીને હેવી રીતે નવો ઊચચાર કરવાનું દશતુરજીને શું કારણ પડેઊ હશે તે વીશે જેમ હમોને તેમ શરવે વાંચનારા શાહેબોને અજાએબી ઊપજેઆ વગર રેહશે નહી. જે પેહલવી શબદનો ઊચ્ચાર ઇરાંન તથા હીનદોશથાંનનાં જરથોશતીઓ "કરદ" કરીને કરેછે, અને તે વીશે વલી એરવદ શેહરીઆરજી પોતેબી કબુલ કરેછે કે એ શબદ ઇરાંનીછે, અને પોતે જંદ, પાજંદ તથા ફારશીનાં શબદો શાથે મુકાબલો કરી જાંણેછે, તે છતાં એરવદ શાહેબ એ "કરદ" શબદને "કનતે" વાંચે તેનો શબબ તેવોજ શમજતા હશે; કાંકે એવણનાંજ કોલ પરમાણે એ કીરીઆપદ ઇરાંનીછે, તાહારે હમારો શવાલ એછે કે એ કીરીઆપદનો અશલ ધાતુ અથવા મુલ જંદ અવશતાના—"કેરે" અથવા "કર" ઊપરથીછે, કે જે ધાતુ ઇરાંનીઓની ઘણીએક બાશાઓનાં શબદ વીચારમો વાપરેછે, તે "કર" ધાતુને રદ કરીને દશતુર પેશુતનજી તથા એરવદ શેહરીઆદજી "કન" વાંચેછે તે કીઆ કાએદાથી ? વલી એજ પરમાંણે દશતુરજીએ "દ" ને ઠેકાંણે "ત" વાંચેઓછે તેબી ગલતજછે—તે વાશતે હજુરબી દશતુરજી શાહેબ મેહેરબાંનીની રાહે "કનતે" ને ઠેકાંણે "કરદ" વાંચે તો તે દરૂશતછે; નહીતો હેવી રીતે પેહેલવીનાં શબદોનાં અશુધ ઊચચાર કરવા લાગાથી એ કદીમ બાશાનો નાશ થાશે તેમો કશો શંદેહ નથી.

દાંનેશમંદ જરથોશતી અલમે જાંણવું જોઇએચ કે દશતુર પેશુતનજીએ પોતાનાં વયાકરણનાં દીબાચામો જે જે કેતાબોનાં નાંમો છાપેઆંછે તે મધે દશતુરજીએ પરથમ

હારાધણા "પેહેલવી દીનકરદ" ની કીધીછે. તેનો ખરો શ
બબ એછે કે દશતુરજીને થોડાંક વરશમો ગેબી ખજાંણાંની
બખશેશ થાશે કાંકે દશતુરજીનાં પેહેલવી વયાકરણની કીતા
બ બાહાર પડેઆ પછે તેહની પછવાડે થોડાક માશ ગીઆ,
બાદ દશતુરજીની શહી શાથની જાહેર ખબર અતરેનાં કેટ
લાંક ગુજરાતી વરતમાંન પતરોમાં છપાઈછે—અને જાહેર
દારીથી દશતુરજી એકરાર કરેછે કે અતરેની નાંમદાર શ
રકારે તથા જે શાહેબો પારશીની પનચાત (ને નાંમની ઓ
લખાંણ આપે) છે તેઓની તથા મરહુમ શર જમશેદજી
જીજીભાઈ ટરાંનશલેશન ફંડનાં ટરશટી શાહેબોએ એ કાંમ
મો મોહોટી મદદ આપીછે. હમો કબુલ કરીએછે કે એ
દશતુરજીને મનગંમતી મદદ મલીછે—પણ દશતુરજીનાં પે
હલવી વયાકરણનાં નમુનાં ઊપરથી હમારો આધીન. વીચા
ર એછે કે પેહેલવી જેવી બીકટ જુબાંનનો શહી તરજુમો
તેવોથી થવો ધણોજ મુશકેલછે. આપણા દીનદાર જરથોશ
તીઓને રોશણ હશે કે વીશથી વધુ વરશોની વાત ઊપર આ
પણા દશતુર શાહેબો પેહેલવીનાં પુશતકોનાં શબદોની ઊપર
તથા હેઠે નુકતાઓ મુકવા નીકલેઆ હતા—અને કેટલાક
મહીનાંવેર એ કાંમ ચલાવેઊબી હતું—પણ તેજ વખતે
અતરેનાં એક નાંમીચા પેહલવીખાંએ તે વેલાનાં મુંબઈ શ
માચાર તથા મુંબઈ ચાબુકનાં નીઊશપેપરોમો મોહટી બલ
તવારીથી તકરાર ચલાવી હતી કે આપણા દશતુર શાહેબો
મો પેહેલવીનાં વયાકરણનું ભનડોલ નથી તાહારે પેહેલવી
શબદોનાં હરફો ઊપર તેઓ નુકતાઓ શી તહરે મુકી શકશે,
કાંકે કેટલાક દશતુર શાહેબોને એટલીબી ખબર નથી કે પે
હલવીનાં કેટલા મુલાક્ષરછે, અને એજ બાબદશર તે વીદી
આવાંને પોતાનું નાંમ "આપએખતીઆર" રાખીને દશતુરજી

સાહેબોને પરથમનો કેટલાક શવાલો એ મજકુર બંધે પત રોની મારફતે પેહલવી વયાકરણનાં બાબમાં પુછેઆ હતા કે જેનો જવાબ આજ દંન શુધી દશતુરજીઓથી અપાઓ નથી—અને તેઆર પછે તેજ નાંમીચા વીદીઆવાંને ઘણી ન મનતાઇ તથા ઓાજરખોવાઇથી જાહેર વરતમાંન પતરોની મારફતે જરથોશતી શેઠીઆઓ અને અકાબર શાહેબોને અ રજ કરી હતી કે પેહેલવી ઊપર નુકતાઓ મુકવાનું કાંમ દશતુરજીઓથી મોકુફ કરાવો—પણ અતરેનાં શેઠીઆઓએ અને દશતુરજીઓએ પેહલાંતો તે ઊપર કશું ધેઆંન આપે ઊ નહી પણ જાહારે એ વીદીઆવાંને તે તકરાર બાહારે જોશથી આગલ ચલાવીને નાંમીચા વીદીઆવાંન જરથોશ તીઓની ખાતરી કરી આપી તથા છેલ્લે જાહેરદારીમાં એ બાબદનો "પરોટેસટ" કીધો તાહારે આપણા નેક શેઠીઆઓ ખુવાબમોથી શજાગર થાઆ-અને એ વીદીઆવાંને જે એ ક દરખાશત જાહેરમાં મેલી હતી તે કબુલ રાખી—તે એ કે દશતુર શાહેબોએ જે પેહલવીનાં હરફો ઊપર નુકતા મે લેઆ હતા તેહમોનો એક જુજ તપાશવાને ડાકટર ઇશપી ગલ ઊપર ઇઊરોપ મોકલેઓ, અને તેહમોનોજ એક બી જો જુજ એજ વીદીઆવાંને પોતે તપાશવાને માંગેઓ હુ તો તે જોકે તેને આપવામાં નહી આવેઓ, તોપણ ખોદાતા લાનો ઇનશાફ વાજબીજ છે કે ડાકટર ઇસપીગલે, મરહુમ શેઠ પેશતનજી માંણેકજી તે મુંબઇનાં જામે જમશેદનાં આ ગલા માલેક થાએ તેવોની ઊપર એક ખાંનગી કાગલ લ ખેઓ કે તમારા દશતુરજીઓએ જે પેહલવી શબદો ઊપર નુકતાઓ ગોઠવેઆછે તે તદન ગલતછે. આએ બીનાં ઊ પરથી આપણા નાંમદાર શેઠીઆઓએ પેહેલવી ઊપર નુક તાઓ મુકાવાનું કાંમ બંધ કરીને તદન બરબાદ કીધુ. તે

દીનેથી શીધ થએલ, અને જરથોશતી આલમની પણ પ
કી ખાતરી થાઇ કે મુંબઇ શમાચારનો લખનાર પેલો વી
દીઆવાંન ઘણોજ કાબેલછે કે શેવટે દશતુરજી શાહેબોને
આએ કાંમ ઉપરથી હાથ ઊઠાવવા પડેઆ અને પોતાની
ધારણાઓ નીશફલ થાઆ. શુગરછે, ખોદાતાલાનાં કે મુંબ
ઇની ટાપુઓ હાવાબી નાંમીચા પેહલવી ભાશા જાંણનારા
વીદીઆવાંનો કોઇ કોઇ જગોએ મલી આવેછે.

હવે પેહેલવીની નાંમીચી "દીનકરદ" કીતાબ જે દ
શતુરજી પેશુતનજીને છપાવાને શોંપવામાં આવીછે તે વીશે
થોડાએક શખુંનો બોલવાની રજા લઇજીએચ:—

દીનદાર જરથોસતી આલમે વીચાર કરવો જોઇએચ
કે શર જમશેદજી જીજીભાઇ ઇનશટીટીઊશનનાં શાહેબોની
તથા શર જમશેદજી જીજીભાઇ ટરાંનશલેશન ફંડનાં ટરશટી
શાહેબોની હેવીજ મરજી હતે કે પેહલવી દીનકરદનો અંગ
રેજી તથા ગુજરાતી તરજુમો કરાવોચ—તો એવણ શાહે
બોએ રૂ૫૦૦૦) પાંચ હજાર રૂપીઆનું ઇનાંમ આપવા કહી
ને અતરેનાં તમાંમ અંગરેજી તથા ગુજરાતી વરતમાંન
પતરોમો જાહેર ખબર છપાવતે કે જેબી ધહરશયો એ કે
તાબનો શુધ તરજુમો અંગરેજી તથા ગુજરાતીમો કરીને
મોકલશે, અને તપાશ કરનારી કેમેટી જેહેનો તરજુમો પશં
દ કરશે તે ધરહશથને ઇનાંમ મલશે. જો એ પરમાંણેની
જાહેર ખબર છપાઇ હતેતો ઘણાએક જરથોશતીઓ તથા
ઇઊરોપીઅન વીદીઆવાંનો પણ એ કાંમ માંથે લેવાને ના
નહી પાડતે કાંકે તે વીદીઆવાંનો રૂપીઆની કાંઇબી દરકા
ર નહી કરતાં પોતાનાં નાંમને વાશતે, તથા પોતાના ખરા
એલમનું કુવત દેખાડવાને વાશતે દીલોજાંનથી એ કાંમ
ઊઠાવી લેતે, એટલુંજ નહી પણ તેમ કરવાથો એ ફંડનાં

ટરશટી શાહેબોને પણ જશ તથા શોભા મલતે કે શરવેને વાજબી હક તથા ઈનશાફ આપેછે—અને કોઈ રીતેબી આ પખુદીની ચાલ ચલાવતા નથી. હમો એ નેક શેઠીઆઓ થી એટલુંજ જાંણવા માંગીએચ કે જરથોશતી અનજુમ નનું ફંડ જે તમો શાહેબોનાં શવાધીનમો આપેલચ તે મા તરે દશતુરજી પેશુતનજીનાં એખલાનાં ફાએદાને માટે આપે લચ? ના નહી; વાજબી પુછાવોતો તમારી ખરી ફરજતો એછે કે હરેક ધરમનાં ફંડનો વાજબી રીતે કારભાર કરવો જોઈએચ—નહી કે તે ફંડમાંથી તમારા લાગતા વલગતા ઓનેજ મદદ કરો, અને હમેશાં હજારો રૂપીઆની બખશી શ એકદમ વગર કારણે કરી દેવો—પણ માહારા નેક શેઠી આઓ ઈનશાફની રાહે ગરીબ જરથોશતી ટોલાની વાજબી મુનશફી કરો કાંકે તમારા ભરૂશા ઉપર જરથોશતી આલ મે હેવાં નાંમીચાં ફંડો ઉભાં કીધાંછે—અને જો હેવી રીતે રાખરખાવતથી કાંમ ચાલશેતો જરથોશતી આલમનાં લોકો તમારી ઉપર તથા તમારા ખરા વારેશો ઉપર થોડોજ ભ રૂશો રાખશે—કાંકે શર જમશેદજી ટરાંનશલેશન ફંડનાં ઉપ ર કુલ્લે જરથોશતી આલમનાં વીદીઆવાંનોનો ઈનશાફની રાહે ખરો અને વાજબી હક પુગેછે—તાહારે શાંને વાશતે એખલા દશતુરજી પેશુતનજીનેજ તે હક મલે?

દશતુર પેશુતનજી પોતાના દીબાચામાં જે "વજર કંન તે દીની" નામની કીતાબનું નામ લખેછે, તે વીશે હમોએ ઘણીએક શોહોધ કીધી તાહારે એ મકરબાજ કીતાબ "વ જર કરદ દીની" ને નામે મલી આવા કે જે પેહેલવી કીતા બ ઈશવી સને ૧૮૪૮ મો બેહેદીન પેશતનજી માંણેકજીનાં જામે જમશેદના છાપાખાનામો એરવદ પેશોતનજી દશતુર બેરાંમજી શનજાણાની તપાશ ઉપરથી છપાઈ હતી કે જે

કીતાબ ઇરાંન કે હીંદોશથાનનાં કોઇબી દફતરખાનાંઓ
અથવા પુશતકખાનાઓ મલી નહા આવી તે વીશે આપ
ણા મનમો ઘણોજ મોહોટો શંનઘે તથા વેહેમ રેહેછે અ
ને એ કીતાબની અંદરની બીનાઓ તથા પેહેલવી ફકરા
ઓની એબારતની જો વયાકરણના કાએદાથી તપાશ લઇએ
ચતો ખોલી રીતે માલમ પડેછે કે એ કીતાબ કઈજ ન
હી પણ બનાવતથી ઊભી કીધેલીછે, એટલુંજ નહી પણ
એ કીતાબની પેહેલવી એબારત જેબી શખસ અથવા શખ
શોએ લખી હોય તેઓ ખરેખર પેહેલવી ભાશાના વયાકર
ણના કાએદાથી બેનશીબછે, કાંકે કેટલાએક શબ્દાઓ જે
પેહેલવી શબ્દો લખેલાછે તે હુવાતો અશુધ અથવા ગલ
તછે કે તે હાલી જમાનામા પેહેલવી અભીઆશીઓ તરત
બતલાવી શખશે. એ ઊપરથી ખોલું શાબેત થાએછે
કે કોઇ કાચા પેહેલવીખાંએ એ કીતાબ હીંદોશથાંનમાં બ
નાવીછે, તે શાથે વલી એ કીતાબ પેહેલવી એબારત લખ
વાનો જે કાએદોછે તેથી જુદીજ રીતે ફારશી એશતલાના
કાએદા ઊપરથી લખેલી માલમ પડેછે. જોઆ મેલે એ
કીતાબના લખનારને પેહેલવી ભાશાની પુરતી માહેતગારી
ન હોવાને લીધે અશલમો ફારશી એબારતમો એ મકર
બાજ કીતાબ લખીને પછે તે ઊપરથી પેહેલવીની એબાર
ત લખીછે, પણ પોતામાં પેહેલવીના એલમનો મનમાંગતો
ભંડોલ નહી મલે તારે ફારશીના શબ્દો જગે જગે પેહેલ
વી હરફોમો લખેલાછે, તે અને બીજા ઘણાએક શબબોથી
પેહેલવીનાં વયાકરણની રચનાઓ ઘણોએક ફેરફાર માલમ
પડેછે. એ વીચાર ઊપરથી શાબેત થાએછે કે એ કીતાબ
ઘણાજ પાછલા વખતમાં બનાવેલીછે, તેઆરબાદ એક મો
બર શાહાદત એ મલેછે કે અશો જરથોશતના શાગેરદ

મેદીઓમાહે એ કેતાબ બનાવી હતી હેવું મત એ છાપેલી કી તાબના દીબાચામાં જણાવેલુંછે તેથી ઘડીભર આપણે કબુલ કરીએકે એ કીતાબ મેદીઓમાહે બનાવીછે તેહારે હમો દશ તુર પેશોતનજીથી તથા એવણના મદદનશીનોથી એટલુંજ જાંણવા માંગીએચ કે એ કીતાબના અંદર કેટલીએક બા બદો આવેલીછે તે માતર હીંદોશથાનના જરથોશતીઓ નેજ લાગતી વલગતીછે, તેઆરે તે બાબદો મેદીઓમાહે ને લખવાની શું જરૂર પડી? શું મેદીઓમાહે હેવો વીચાર કીધો હશે કે ઇરાંનથી જરથોશતીઓ નીકલી જઇને હીંદુશ થાન તરફ જશે, અને ધરમ શબંધી તેઓમાં વાંધો પડશે તે વાશતે આએ કીતાબ બનાવી કે એ કીતાબથી તેઓ ના વાંધાઓનો ચુકાદો થાએ અને પારશી ટોલાને લગ તા ખાંનગી તથા ઘેરગતુ અરશ પરશના કજીઆઓ અતરે કોરટમો તથા અદાલતોમા નીકલશે તાહારે એ બનાવત ભ રેલી કીતાબની શાખશી આપશે! શાબાશ એ કીતાબના બ નાવનારની હીમત ઊપર!! નેક જરથોશતીઓ તમો વીચા ર કરો ને જોવો કે એ કીતાબમો જે જે બાબદો આવેલી છે તે વાશે મેદીઓમાહા જેવા કાબેલ શખશને લખવાને શું જરૂર પડી, કાંકે મેદીઓમાહા જે અશો પેગમબર નો શાગરદ થાએ તેણે એટલીબી ખબર નહી પડી કે એ વીશે આપણા જંદ અવશતાઓ ખોહલાં ફરમાંનો આ વેલાંછે, તાહારે એવી કીતાબ બનાવાનું કારણ શું? અને તે ફરમાનો વીશે શું દશતુરજી એવું કેહેવા માંગેચ કે મે દીઓમાહા જાણીતા નહી હતા કે હાવી બેહુંનદી તથા ત કલીદી કીતાબ બનાવે. દાનેશમંદ જરથોશતી આલમે વી ચાર કરવો જોઇએ કે આએ નીચે લખેલી બાબદો એ તકલીદી કીતાબમો આવેલીછે, કે જે બાબદ મેદીઓમાહા

જેવા અશો અને નેક શખસ કદીબી લખીને હેવી બનાવત નહી કરે, તેહેવી બનાવત કરીને તે નામદાર શખશને નામે કોઇ કાચી બુધીના શખશે એ કીતાબ ઓરવી દીધીછે.

એ "વજર કરદ દીની"મો એક શવાલ હેવો પુછવામાં આવેઓચ કે આતશ ખોલા રાખવા કે બંધ રાખવા? અને તેની શનમુખ નજર પડે તેમ ઊભા રહીને બંદગી કરવી કે નહી? હેવી રીતનો ઘેલો શવાલ પુછવાનું કારણ શું? નેક વાંચનારાઓએ જાણવું જોઇએ કે એ બાબદ ખોલી આપણા જનદ અવશતામો જગે જગે આવેલીછે, અને તેમાં આતશ ખોલા રાખવા તથા તેની શનમુખ ઊભા રહીને બંદગી કરવી હેવું જાહેરછે, તે છતાં મેદીઓમાહાને શું અગત પડી કે હાવો બેહુંનદો શવાલ પુછે; અને પોતેજ તેહેનો ખુલાશો કરે. આએ વાત દાનેશમંદ જરથોશતીઓને રોશન છે કે કદમી તથા શેહેનશાહી જરથોશતીઓમો આગલા દાહાડાઓ ઊપર તકરાર ચાલતી હતી તેનો જવાબ મેદીઓમાહાને નામે કોઇએ પાછલથી લખી કાહાડેલો માલમ પડેછે અને નાહેક નેક જરથોશતીઓને ભમાવીઆછે. એજ પછે એ પરેબબાજ કીતાબમો બીજી બાબદ એ આવી છે કે જરથોશતી કોમનો હરેક શખશ એકથી વધુ અશતરી સાથે તેણીની હઇઆતીમો શાહાદી કરેકે નહી? તાહારે એ દગલબાજ કીતાબમાં એવું પરમાન આવેલુંછે કે શુખેથી તરણ અશતરીઓ સાથે શાહાદી કરે! નેક જરતોશતીઓ બારીકીથી વીચાર કરોકે અશો પેગમબર સાહેબનો શાગેરદ જે કાબેલ તથા દીનદાર શખસ હતો તે હાવું ઘેલુંગાંડુ પરમાન કેમ આપે! કાંકે આપણા અશો પેગમબર જરથોશતની પોતાની એકજ મોહોરદાર બાંનુ હતી, કે જેહેના વખતમાં મેદીઓમાહા પોતે હઇઆત હતો તે જેવો

કાબેલ શખસ સરીઆમ જાંણેચ કે અવશતાના ફરમાંન મુજબ એકજ અશતરી કરવાને જરથોશતીઓને ફરજછે તાહારે હેવું ઘેલું તથા ધીકારવા જોગ ખોટું ફરમાન તે કેમ આપે ? પણ એ કીતાબને નામે એ ફરમાન હાલી જ માનામા કોઇ શખશે અથવા શખશોએ પોતાના મુરંબીઓ ને રાજી રાખવાને મેદીઓમાહા જેવા અશો શખશને નામે લખી કાહાડીઉછે, તે ઉપરથી ખોલું શાબેત થાએછે કે એ કીતાબ બનાવતથી ઉભી કીધેલીછે. આએ પછે એજ ઠગા રી કીતાબમાં એક બીજી બાબદ એ આવેલીછે કે આપ ણાં જરથોશતીઓમો કોઇ રૂવાંન થાએતો તે અશો રૂવાંન નાં હાથ તથા પગ લાંબા કે ટુકા રાખવા તેનો શવાલ કરે લોછે. આએ શવાલ ઉપરથી દાંનેશમંદ વાંચનારાઓએ વીચા ર કરવોકે આએ શવાલની ઉતપંતીતો પરથમમો હીંદુશથાન નાં જરથોશતીઓમાંથી પેદા થાઇ છે, તેની અગાઉ મેદી ઓમાહે કેમ જાણીઉં કે આવી તકરાર હીંદુશથાનના જ રથોશતીઓમાં ઉઠશે અને તેથી તેહનો ખોલાશોબી આગ લથી લખી જણાવીઓ કે હાથ તથા પગ વાલવા ! શું મેદી ઓમાહાને આપણા જંદ અવશતાના પાક કલાંમથી માલમ નહી હતું કે હાલું ઘેલું ફરમાન લખી જણાવે. પણ એ દાખલા ઉપરથી વધારે સાબેતી એ મલેચ કે એ કીતાબ બનાવતથી ઉભી થાએલીછે, કાંકે ઇરાનને લગતી ઘણી એક ભાશાઓના પુશતકોના નાંમો અવાર નવાર બીજી બી જી કીતાબોમો આવેછે, પણ એ મકરબાજ કીતાબનું નાંમ કેકે મલેજ નહા.

જરથોશતી આલમે જાણવું જોઇએચ કે ઇરાન ત થા હીંદુશથાનનાં કેટલાએક કાબેલ દશતુરો તથા બેહેદી નો પાશે પેહેલવી તથા ફારશી જુબાનમાં "વજર કરદ

હુવે  નામની  જે કીતાબછે તે માતરે ઘણાજ પાછલા વખ
તમાં રેવાએત તરીકે લખેલીછે કે જે કીતાબમો બરશમ,
દરૂન, બાજ, તથા બીજી કેટલીએક દીન આઇનને લગતી
કોરીઆઓનો હેવાલ આવેલોછે. એ નામની કીતાબની એ
ક ખરી નકલ ઇઊરોપ ખંડમો નામદાર શરકારની "બાએ
બોલીકાલ" લાએબરેરી જે છે તાંહાંછે કે જે કીતાબની અં
દરના હેવાલનુ જુજ બએઆંન પરાંશીશ ભાશામાં છપાએ
લાં જરનલમાં આવેલુંછે * તે ઊપરથી આપુણે ખોલું
માલમ પડેછે કે આએ બનાવત ભરેલી કીતાબને જે નામ
આપેલું છે તે ઊછીનુ તથા પારકુ નાંમ આપેલુછે પણ ખો
દાતાલાની બખશેસથી તરત માલમ પડી આવેચ કે જે
કીતાબ વીગે હમો લખીએચ તે અશલ કીતાબની ઘણીએ
ક નકલો ઇરાંન તથા હીનદોશથાંનના જરથોશતીઓ પાશે
હાલ મોજુદછે કે જે ઊપરથી આએ બનાવત ભરેલાં પુશ
તકનું ખોટારૂં તરત માલમ પડેછે, અને હેવી ખોટી કીતા
બનું નામ દશતુરજીએ વાપડેઊંચ, એ કાંમ દરૂશત નથી
કીધું; કાંકે જે કીતાબને આપણા માંનવનતા શેઠીઆઓએ
ધીકારમો નાખીછે તથા તે છપાવેલી કીતાબોને કીરાઓનો
ભોગ કીધોછે, તેવી કીતાબનું નામ દુનીઆની શપાતી ઊ
પરથી બીલકુલ નાબુદ કરવું જોઇએચ—કાંકે આગલ જ
તાં આપણી ઊતરતી ઓલાદનાં લોકો હેવી ગલત કીતાબ
ને શનદ તરીકે ગણે નહી, તે વાશતે આપણા જરથોશતી
ઓને ઘટેચ કે એ કીતાબને બીલકુલ બાલી નાંખે—કાંકે
આશતે આશતે એ છાપેલી કીતાબની નકલો ઘણીએક બાહા

---

* જોવો ફરેંચ ભાશાનું જરનલ એશીઆટીક ઇસવી સને ૧૮૨૮
ના નવેમબર માશનાં વાલમ ૧ લાને શફે ૧૨૦ થાતે શફે ૧૨૫ શુધી.

ર પડીછે અને આગલ ચાલતાં તે કીતાબો શનદ તરીકે
વપડાશે તેથી તેહનો તરત અટકાવ કરવો જોઈએચ. *

એ કીતાબનું નાંમ જે "વજર કરદ દીની" રાખેઊછે
તે ઘણુજ નામુનાશેબછે, અને એ નામ મદેનો વચલો શબ
દ જે કરદછે તેહનો ઊચચાર દશતુરજીએ કંનતેનો કીધોછે
તે બીલકુલ ખોટોછે. શને ૧૮૪૮ ઇશવીમાં એ કીતાબ દ
શતુરજીએ તપાશીને છપાવીચ તે વખત એ કીતાબનું ના
મ ગુજરાતી ભાશામા પોતે "વજર કરદ દીની" કરીને
લખેલુંછે, તારે હમણાં "વજર કનતે દીની" કરીને ઊચ
ચાર ફેરવવાની દશતુરજીને કેમ જરૂર પડી તે શવાલ જાં
ણવા જોગછે. આગલા શપ્રાઓમો હમોએ "કનતે" ના
બોલ ઊપર મુજાહમત કીધીછે તેથી ફરીને અતરે લખવા
ને દરૂશત નથી વીચારતા પણ નેક જરથોશતીઓને એટ
લીજ અરજ કરીએ છઈએ કે તેઓને એ શબદના ખરા ઊ
ચચાર શારૂ આગલા શપ્રાઓ વાંચી જોઆથી માલમ પ
ડશે કે હમારી તકરાર કેહવી વાજબીછે. દશતુરજી એક
જ શબદના બેએ જુદી જુદી રીતે ઊચચારો કરેછે તારે
બેએમોથી કીઓ ઊચચાર શહી તથા ખરો ગણીએ તે
વીશે દશતુરજીએ ખોલાશો કરવો જોઈએચ.

હવે દશતુર પેશોતનજીથી હમો તથા વાંચનારી આ
લમ જાણવા માંગીએચ કે તહમોએ એ "વજર કરદ દીની"
છપાવી તે વખતે તમોએ એ કીતાબ તપાશીછે, એમ લખેઊછે,
તે તહમોએ શું તપાશ કીધી? તે તપાશ વીશે મેહેરબાંનીની
રાહે જરથોશતી આલમને જાહેર કરવું જોઈએચ કાંકે એ

* વાંચનારા શાહેબોએ જાંણવુ જોઇએચ કે એ કીતાબનુ નાંમ અ
શલમા "વજર કરદ" છે પણ પછવારેથી વજર કરદ શબદની પાછલ
"દીન" શબદ વધારીને એ મકરબાજ કીતાબને વજર કરદ દીની નુ નાંમ
આપેલુછે.

કીતાબ અવલથી તે આખર શુધી વાંચી તો તેહુમો બના વત શવાએ બીજું કશું માલુમ નહી પડતું, તાહારે ત હુમોએ તપાશ શાંની કીધી? કાંકે તમારા ભરૂશા ઊપરથી આપણા શેઠીઆઓએ હજારો રૂપીઆનો ખરચ કરીને એ કીતાબ છપાવીને પછવાડેથી ઘણાજ મોહોટા વીચારમો પડેઆ અને નાચારીએ એ તકલીદી કીતાબને બાહાર ન હી પાડી—પણ છેલી ઘડીએ એ નાપાએદાર કીતાબ ને કીરાઓનો ભોગ કરી આપીઓ, એ વાત ખરીછે? તે વીશે હમો ધારીએચ કે તહમારેથી નાં નહી કેહુવાશે! જો એ વાત ખરીજ હોએતો એ નાપાએદાર તથા બનાવ ત ભરેલી કીતાબની ફરીથી આરાધના કરવી નહી હતી.

માહારા નેક દશતુરજી—જે કીતાબને છપાવનારા શા હુઓએ એક વખત બાલી નાખવાનો હોકમ કીધો તેહુવી કીતાબનું નાંમ વાપડવાને તહમો જેવા દીનદારને ઘટતું નથી; કાંકે જે કીતાબ જરથોશતી ટોલાને કશાંબી કામ જો ગની નથી તેહુવી કીતાબનું નામ એકદમ નાબુદ કરવું જોઈએચ, કાંકે તહમો એમ ધારતા હશો કે એ કીતાબનું નાંમ તહમો પોતે જાબજા વાપરોતો આગલ ચાલતાં ત થા હવે પછેના જમાનાંમો એ કીતાબ શનદ તરીકે કાંમે લાગે, પણ માહારા નેક દશતુરજી તમારી ધારનાંમો તમો ઘણીજ ભુલ કરો છેવો કાંકે તહુમોને શારી પેકે રોશન છે કે એ કીતાબ ઈશવી શને ૧૮૪૮ મો છપાઈ તેજ વખતે અતરેના અંગરેજી તથા ગુજરાતી વરતમાંન પતરોએ એ કીતાબના વાવતા દેશે દેશ ઊડારીઆછે, તથા તેજ વખતે મુંબઈ ચાબુક તથા મુંબઈ સમાચારમો પરોટેશટ લખે લોછે, તેથી દશનરજીએ ખુબ ઈઆદ રાખવું કે દશતુરજી પોતાની ધારનાંમો ફાવીઓ ફાવવાના નથી, અને કોઈબી

શખશ હેવી રીતે ધારતો હોએતો તે હંમેશાં નીશ્ફલ રે હેશે, કાંકે એ ફરેબબાજ કીતાબ આગલા દાહાડાઓપર બાહાર પડેલી નહી હતી પણ હમણાં આશતે આશતે એ કીતાબની થોડીએક નકલો બાહાર પડીછે તે ઊપર નુકતેચી ની થાએછે એટલુંજ નહી પણ જરમનવાલો નામીચો વીદીઆવાંન ડાકટર ફ્રડરીક શપીગલ ખોલ્લી રીતે પોતાનો ખરો અને અપખશપાત વીચાર આપેછે કે એ કીતાબ પાછલા જમાનાંમો બનાવેલીછે * તથા તે તદન ખોટી છે પણ હમો એ કીતાબની એબારત શંબંધી વીચાર કરીએચ તો હમારૂ મત એ છે કે ધણા પાછલા વખતમો એ કીતાબ બનેલીછે અને તે વીશે એક માહાભારત દાખલો હમો એજ આપીએચ કે એ કીતાબનાં અંદર મેદીઓમાહા જેવા કાબેલ શખશને નામે ભલી દીનના કેટલાંએક ફરમાનો લખેલાંછેતે ફરમાંનો શાથે તપાશી જોઇએચતો તેહમો ઘણો મોહોટો ફેર માલમ પડેછે. દીનદાર જરથોશતીઓ—તહમો વીચાર કરોકે મેદીઓમાહા જેવો શખશ જે આપણા અશો પેગમબર શાહેબનો શાગરેદ થાએ તે શખશ પેગમબર શાહેબના અવશતાનાં ફરમાંનથી ઊલટ ફરમાન કેમ આપે તે હમોને તો શું પણ વાંચનારી આલમનેબી ખબર નથી પડતી તે ઊપરથી વધારે શાબેતી એજ મલેચકે એ કીતાબ ગલત તથા ખોટી છે અને આએ જગાએ લમબાંણ થવાને લીધે એ તકરાર હમો મોકુફ રાખીએચ પણ અગર એ દશતુર પેશુતંનજી તથા એવણના મદદનશીનોમો ખરી હીમત હોએ તો શુખેથી હમારી શાંમબે તકરાર ચલાવે તો હમો તેવોની તથા વાંચનારી આલમની શેવા બજાવાને મોહોટી ખુશીથી તઇઆર છઇએ.

---

* જોવો ડાકટર ફ્૦ ઇશપીગલનુ પુશતક દી તરેદીશંનલ લીટરેઅર ડર પરશન ઇસવી શને ૧૮૬૦ ને શફે ૧૯૩ થી તે શફે ૧૯૭ શુધી

દેહેલવી અથવા હુજવરશ "વજર કરદ દીની" વીશે ઘણુએક લખવાનુંછે કે જે તકલીદી કીતાબ વીશે ઘણાએક શવાલો હમારા મનમો એકઠા થાએલાછે, પણ લખવાને બેહદ દલગીર છેઇએ કે આએ ચોપાંનીઆંની ટુકી તથા નાંધલી હદને લીધે હમારી આધીન કલમ લખવાને વધારે છુટ નથી આપતી—તેથી એ મકરબાજ કીતાબ ઊપર અફશોસનો પોકાર મારીને નેક તથા ફાજેલ વાંચનારાઓનું ધેઆંન આએ બીજી બાબદ ઊપર ખેંચવાને દરૂશત વીચારીએ છેઇએ :—

જરથોશતી આલમને જાંણીતા નાંમોચા માહા વીદી-આવાંન ડાકટર ફ્રડરીક ઇશપીગલે વજર કરદ દીની વીશે પોતાના પુશતકમો જે માહાભારત વીચાર આપીઓછે તેહમો તે નામીચો વીદીઆવાંન ખોલ્લું કેહેછે કે એ કીતાબ મેહેદીઓમાહાની બનાવેલી નથી, પણ ઘણાજ પાછલા વખતમો બનાવેલીછે, અને તે શબબથી એ કીતાબને હું (ઇઆને ડા૦ ફ્ર૦ ઇશપીગલ) કશું વજન આપતો નથી—એટલુંજ નહી પણ આગલા દાહાડાઓ ઊપર એ કીતાબ વીશે મુંબઇ ચાબુકનો કાબેલ અધીપતી જે બાપોકારથી પરોરેશટ કરી ગીઓછે તેજ વીચારને એ ડાકટર પોતેબી એક મલતો થાઓછે અને તેઆરબાદ એ કીતાબની મુરખાઇ દેખાડવાને એજ તકલીદી કીતાબનાં એક બે ફકરાઓ લેઇને તે ઊપર ટીકા કીધાછે, તથા શેવટનો વીચાર એ કીતાબ વીશે એજ આપીઓછે કે ઘણાંજ પાછલા વખતમો એ કીતાબ બનાવેલીછે અને મેદીઓમાહા શાથે એ કીતાબ કશો તાલુકો રાખતી નથી. ડા૦ ફ્ર૦ ઇશપીગલનાં આએ ઊમદા વીચાર વીશે દાંનેશમંદ જરથોશતીઓએ પોતાની ખાતરી કરવી હોએતો શુખેથી એ નામાકીત વીદીઆવાંને જરમન ભાશામો જે પુશતક છપાવેલું

છે તે વાંચવું કે તે ઊપરથી વાજબી મુનશફી કરવાને બની આવે, અને દશતુર પેશુતનજીને હમારી તરફથી ન મનતાઇથી એટલીજ ભલાંમણ કરીએચ કે હેની કીતાબ ઊપર ભરોશો નહી રાખવો કાંકે હેની તકલીદી કીતાબના ભરૂશા ઊપરથી તમો તકરારમો ફશી જશો, તે વાશતે બેહુતર એજછે કે એ કીતાબને એકદમ નાબુદ કરી નાંખો અને એ કીતાબની એટલીજ આરાધના કરો કે એ કીતાબ ગુજરી ગેઇ અને શવરગના કીનારા ઊપર પહોંચે. એ કીતાબ વીશે જરથોશતી અનજુમન શાહેબોને હમારી છેલી નમનતાઇ ભરેલી એલતેમાશ એજછે કે એ કીતાબને વગર વખત ખોવે તરત બાલી નાંખવી જોઇએ કે જેથી કરીને આપણી ખરી ફરજ અદા કરીઆ બરાબર ગણાશે, પછેતો તેમ નહી કરોતો તમો મુખતીઆર છેઓ.

દશતુરજીનાં વયાકરણના દીબાચામો જે કીતાબોનાં નાંમો આપેઆંછે તે મધે એક કીતાબનું નાંમ "જંનદે દામદાદ" કરીનેછે. એ કીતાબ વીશે પણ હમોએ ઘણીબી શોધ કીધી પણ એ કીતાબની એક નકલબી હમુને નહી મલી તે ઊપરથી હમોએ ચોકશી કરીને હમારા એક વીદીઆવાંન મીતરને પુછવાથી ખબર મલી કે એ નામની અવશતાની કીતાબતો છેજ નહી પણ કોઇ શખશે તે બનાવટથી ઊભા કીધેલી લાગેછે; કાંકે એ કીતાબનાં અનદર જે અવશતાનાં શબદો લખેલાછે તથા એબારત જે લખેલી છે તે એબારતબંધીનાં કાએદા પરમાણે ઘણીજ અશુધ તથા ગલતછે, અને જે અવશતાના શબદો એ કીતાબની રચનામો આવેલાછે તે વયાકરણના કાએદાથી ઊલટ પાલટ આવેલાછે કે જેહુની તપાશ લેવી હોએતો ખોદાતાલાની બખશેશથી આજના જમાનાનાં જંનદ અવશતાનાં અભી

.ાશીઓનાં હાથમો જો એ કીતાબ આપી હોએતો વયાક રણના કાએદાથી તપાશ લેઇને તરત કેહેશે કે એ કીતાબ બનાવટ શવાએ કઇ નથી, અગરજો એ કીતાબ દશતુરજી પેશુતનજીની ધારણા પરમાંણે ખરીજ હોએતો દશતુરજીને લાજમછે કે મેહેરબાંનીની રાહે વીદીઆવાંન આલમની તપાશને માટે હરેક જાહેર મુકાંમ ઉપર તે મુકેતો ઘણાએક વીદીઆવાંનો એ કીતાબની તપાશ કરીને વાંચનારી આલ મની ખાતરી કરેકે એ કીતાબ ખોટીછે કે ખરીછે. ઘણાં એક વરશની વાત ઉપર આપણા જરથોશતી શાહુઓમાંથી એક જરથોશતીએ અતરેની શુપરીમ કોરટમા ગનજામવારા કજી આની વખતે મુખજુબાંની આપી હતી તે વખતે એ કીતા બની શાહદત આપી હતી તેજ વખતે બીજા દીનદાર શાહુ ઓની શાખશીઓ ઉપરથી. એ બનાવટ ભરેલી કીતાબની હશી તથા મશકેરી થાઇ હતી તે શરવેને રોશનછે. એ કી તાબ વીશે હાલ તરત વધારે લખવાને હમો મુનાશબ ન થી જોતા પણ વખત આવીઆથી હમો વાંચનારી આલ મની ખાતરી કરી આપીશું કે એ કીતાબ બનાવત ભરેલીછે તેથી નેક જરથોશતીઓએ એ કીતાબ ઉપર થોરોજ ભરૂ શો રાખવો. હવે શેવટે હમો જણાંવીએચ કે જરથોશતી કોંમના એક ગરશથ વીશે એટલુંબી બોલવુ હમોને શજા વાર નથી પણ હમો નેક જરથોશતીઓ પાશે એટલોજ ઇનશાફ માંગીએચ કે હમો જે જે કીતાબો વીશે વાંધો લેઇ જીએચ તે કીતાબોની શુખેથી કોઇ કાબેલ પેહેલવી અભીઆશી અથવા પેહેલવી વીદીઆવાન પાશે તપાશ કરાવીને વાજબી રીતે હમોને તથા દશતુર પેશોતનજીને ઇનશાફનો ખરો હક આપવો કે જેથી કરીને વાંચનારી આલમની ખાતરી થાએ.

દશતુરજી "ઓગમદેચા" ને એક કીતાબનો આકાર આપેચ પણ હેવે નામની કીતાબજ નથી પણ શાંભળીઆ પરમાણે "ઓગમદેચા" નાંમનો શાહ.રા તન શફાનો એક જુજ માતરે દશતુર પેશોતનજી પાશેછે તેઓ કીઆ વખત મો બનેલોછે તે વીશે ચોકશભરૂશો રાખવા જોગ કશીબી ખબર મલતી નથી અથવા "ઓગમદેચા" નો લખ નાર કોણછે તેબી માલમ પડતું નથી પણ કેટલાએક સા હુબોનો એવો વીચારછે કે એ અવશતાછે પણ તેહુની એકબી શાહદત આપુણે મલતી નથી તે ઉપરથી ઘણો મોટો શક જાએછે કે કોઇ શખશે પાછલા વખતમો તે બના વેલોછે. કાંકે "ઓગમદેચા "ના અવશતા માતરે અવશ તાની એક આફ્રીનછે જેવીકે હાલ આપણી પાશે દહમબા ર તથા રપીથવનની તથા બીજી આફ્રંનોછે તે ઉપર થી "ઓગમદેચા" નાંમની અવશતાની શાહદત તરીકે આફ્રીન તરણ ચાર શફાની કોઇએ જોડી કાહાડેલીછે તે ઉ પર હમો કશો ભરૂશો રાખતા નથી કાંકે ઘણા પાછલા વખત મો એ આફ્રીન જોડેલી માલમ પડેછે તેથી હમો તથા કોઇબી દીનદાર જરથોશતી હેવી કીતાબ ઉપર કધીબી ભરૂશો અથવા વીશવાશ રાખનાર નથી તે દશતુર જીએ શત કરીને જાણવું. દશતુરજીએ પોતાનાં વયાકર ણનાં દીબાચામો ઘણીએક કીતાબોનાં નાંમો લખેલાંછે તે ખા લી વાંચનારા શાહુબોનો વખત રોકવાને વાશતે લખેલાં લા ગેછે કાંકે એ મધે કેટલાએક પેહુલવી પુશતકોનાં નાંમો જે લખેલાંછે તે માતર તરણ ચાર પાંચ અને છ શફા ઓનાં જુજછે કે જેહુને દાંનેશમંદ વાંચનારાઓ કધી બી કીતાબને નાંમે વર્જન નહી આપે.

દશતુરજીનાં વયાકરણનાં દીબાચા ઉપર નુકતેચીની કરીઆબાદ હમારી તરફથી ઇરાંની તથા શેમીતીક ભાશા ઓ વીશે થોડોએક ખોલાશો કરવાને રજા લેઈએચ.

---o---

## એરીઅન એટલે ઇરાંની તથા સેમેટીક ભાશાઓ વીશેનો ખોલાશો.

---o---

માજદીઅશની દીનને આધીન રેહુનારા દીનદાર જરથોશ તીઓએ જાંણવું જોઇએચકે આજ પચાશથી વધુ વરશ થાઆં ઇઉરોપીઅન આલમાંઓમો તેમાં અગત કરીને હાલ માં જે ઇરાંની ભાશાનાં બારીશતરો તરીકે ડાકટર ઇશપીગ લ તથા બીજાઓછે, તથા શેમેટીક ભાશાના હીમાએતીઓ ત રીકે પરોફેશર મુલર અને બીજાઓછે તેવોમો હાલ એક તકરાર ચાલેછે કે જેમાં ઇરાંનીઓની તરફેણવાલાઓ હુવો વીચાર આપેછે કે શેમેટીકવાલાવોએ ઇરાંનીઓની ભાશાના શબ્દો લીધાછે, તેહુની વીરૂધ શાંખબેવાલાઓ હુવો વીચાર આપેછેકે શેમેટીક ઊપરથી ઇરાંનીઓએ શબ્દો લીધાછે. આ એ તકરાર ઊપરથી કેટલાક વાંચનારાઓ એમ ધારતા હુશે એ કે ઇરાંનીઓએ શેમેટીક ભાશાનાં બોલ લીધા હોએ તો તેનો મુજાકો શુંછે ? હમો કબુલ કરીએચકે હુવો શવાલ વાંચ નારાઓને પેહેલાંતો ઘણોજ શાધારણ લાગેછે, પણ બારીકી થી વીચાર કરી જોઇએચતો એ શવાલ પુછનારાઓ તથા શેમેટીક ભાશાના હીમાએતીઓની મતલબ જુદીજછે, કાં કે જેમ જેમ એ તકરાર જોશમો ચાલેછે તેમ તેમ શેમેટીકનાં હીમાએતીઓ તથા મદદગારોનો વીચાર એછે કે ઇરાંની

ભાશાઓનાં શબદોમો શેમેટીક મુલ તતવોજ નથી, પણ શેમે ટીક ધરમનાંબી તતવો ઇરાંની ધરમનાં અંદરછે હેવું શા બેત કરવાની નેમથી આએ તકરાર તેઓએ ચાલુ રાખી છે પણ ખોદાતાલાની બખશેશથી આએ વીચારની શાંબે તેઓનાં જાતભાઇઓ વધારે દલીલ દાખલાઓથી હેવું શાબેત કરેછે કે ઇરાંનીઓનાં ધરમનાં મુલ તતવો શેમેટીકની તોરાત તથા ઇનજીલમોછે, તે વાશતે હમારા નેક વાંચનારાઓએ આએ તકરાર ઉપર ખુબ બારીકીથી ધેઆંન આપવું જોઇએચ.

હાવી તકરારનાં દરમેઆંનમો દશતુરજીએ પોતાનાં ધરમનો બનચાવ કરવાને બદલે ઉલટું શાંમબેવાલાઓનાં કોલને વજન આપેઉચ, તેથી આપ્રીનછે દશતુરજીનાં ગનેઆંન ઉપુર કે વગર તપાશ કરવે એકદમ હાવો કાચો વીચાર આપી દીધોછે કે શેમેટીક ઉપરથી પેહલવી ભાશાનો જનમ થાએઓછે પણ એ બાબદમો જો બારીકીથી દશતુરજીએ તપાશ કીધી હતેતો તેવો હેવું ખોટું તથા વગર પાએઆનું મત કદીબી આપતે નહી અને ઇઉરોપનાં થોડાક ઓલમાઓનાં ખોટા વીચારને કદીબી મલતા થાતે નહી. હજુર એ મતની વીરૂધ બીજા જે નાંમીચા વીદીઆવાંનોએ ઇરાંનીઓની ભાશાની બુજરગી બતલાવીછે, તે વીશેનાં પુશતકોજ વાંચેઆં હતે અથવા તેનો અભેઆશ કીધો હતેતો હાવી ગપ્લતી ભુલ કરતે નહી કાંકે પરથમથીજ શાંબેવાલાઓની જે તકરારછે તેહુની મકશદજ જુદીછે અને તે શમજીઆ વગર દશતુરજી એકદમ હેવો કોલ કબુલ કરે છે તેમાં તેવો મોટું ગોતું ખાએછે. એકતો ઇઉરોપીઅન વીદીઆવાંનો જાહારે પોતાનાં બોલવામો પ્રાવતા નથી તાહારે એજ ઓથું વચમાં લાવેછે કે પારશી પરીશટોબી એમ ક

ભુલ કરેછે. તેવું બોલનારાઓને આએ તમારાં લખવાથી કેહવો ખાલી ટેકો મલેછે તે વાશે વીચાર કરવો જોઇએચ. પણ હમારા આગલા શપ્રાઓમાં એ વીશે લંબાંણથી લખવા પરમાંણે તેવો પોતાની એ ધારણામાંતો નીશફલજ થાવાનાં, કેમકે તેવો જાંણતા નથી કે પારશી પરીશટો શેમેટાકણું કેટલું ગનેઆંન ધરાવેચ !

હવે એ વીશે લંબાંણ ન કરતાં એરીઅન તથા શેમેટીક ભાશાઓ વીશે થોડોએક ખોલાશો લખી જણાવાને રજા લઇછીએચ કે જે ઊપરથી વાંચનારી આલમને મુનશફી કરવાને બની આવશે.

ઇઊરોપીઅન વીદીઆવાંનોનાં કોલ પરમાંણે જો શેમેટીક ભાશાને ઘણામાં ઘણું પુરાતમપણું આપીએતો કરાઇશની બેએ હજાર વરશ અગાઊનું અપાએછે.

હવે એરીએન ટોલાના લોકોની ભાશાને જો ઇઊરોપીઅન ઓલમાંઓના કોલ પરમાણે પુરાતમપણુ આપવા માગીએતો કરાઇશટની અગાઊ પાંચથી તે છ હજાર વરશનુ પુરાતમપણુ એજ વીદીઆવાંનોનાં કોલ ઊપરથી અપાએછે. એ ઊપરથીબી વધારે શાબેતી એ મલેછે કે શેમેટીકનાં કરતાંનેબી એરીઅન ટોલાના લોકોની ભાશા ઘણીજ પુરાતમ તથા કદીમછે.

એ બંધે ટોલાની ભાશાઓનો મુકાબલો કરતાં તથા વેઆકરણની રીતેબી શંબંધ તપાશતાં ખોલું માલમ પડેછે કે એરીઅન ટોલાનાજ ભાશા ઘણી પુરાતમછે. આ એ બંધે ટોલાની ભાશાઓ વીશે વધારે ખોલાશો કરવાને લંબાંણ થાએછે તે શબબથી ટુકામો ખોલાશો કરવાને રજા લઇછીએચ.

શેમેટીક ભાશાઓની જે મુખાઅ ભાશાઓછે તે શાધારણ

રીતે ચાર ભાશાઓછે જેમકે હીબરૂ, આરેબી, આરેમીક ઇ આને કાલદી, (ખાલદી) તથા શાઇરીઆક, એ ચાહારે ભાશા ઓનાં નામો વીશેજ નહી, પણ ભાશાનાં પુરાતમપણાં વીશે બી વીદીઆવાંન ઇઊરોપીઅનો અરશ પરશ તહરેવાર રી તે વીચારો આપેછે અને એ ભાશાના હીમાએતીઓના પો તાના કોલ પરમાંણેબી તેઓ હીબરૂ ભાશાને પુરાતમ ગ ણેછે, અને કેટલાએક કાલદી ભાશાને પુરાતમ ગણેછે પણ શેમેટીક ભાશાઓની માતા ભાશા હીબરૂછે તેહનુ પુરાતમપ ણુ ઘણામો ઘણું ગણીએતો કરાઇશટની એક હજાર વરશ અ ગાઊ ગણાએછે, અને કાલદી ભાશાનુ પુરાતમપણુ ગણીએ તો કરાઇશટની બેએ હજાર વરશ અગાઊ ગણાએછે તોએ પણ પુરાતમ તથા ચાલુ ભાશાઓ શાથે એ બંધે ભાશાઓ તપાશીએચતો એ ભાશાઓ કોઇબી રીતે કાએદાઓની રીત પરમાંણે શમપુરણ ભાશાઓ લાગતી નથી અને એ ભાશાઓ મધેની માતર આરેબી ભાશા જે છે તેજ માતરે શમપુરણ ભા શા થોરીઘણી ગણાએછે તેહનો શબબ એજે આરેબી ભાશા મા ઇરાંની ભાશાઓનાં ઘણાંએક મુલ તતવોછે તે શબબથી તે ભાશા શમપુરણ ગણાએછે. આરેબી ભાશા વેઆકરણમો પણ શેમેટીકની બીજી ભાશાના વેઆકરણ કરતાં શરશછે, પણ એ રીઅન ટોલાની જે નાંમીચી ભાશાછે તેહેનાં વેઆકરણની ક દીબી બરોબરી થાઇ શકશે નહી તેથી શેમેટીક ભાશાના હી માએતીઓએ પોતેજ તપાશ કરવી કાંકે ભાશાઓનાં પુરાત મપણા વીશે તપાશ કરવાની અગાઊ આએ શવાલ એક ઘ ણોજ અગતનોછે. ભાશાઓનાં વેઆકરણની તપાશ કરવાને કંઇ શેહેલ નથી, તેથી દશતુર પેશુતનજીને ઘટેચ કે ભાશા ઓ શંબંધી વીચાર આપીઆની અગાઊ તે ભાશાઓનો મુકાબલો કમપારેટીવ ફીલાલોજીનાં કાએદા પરમાંણે કરવો

કે તેથી વાંચનારો આલમને તપાશ કરવાને બની આવે. એમ નથી કીધું તે ઉપરથી હેવું ઠડેચકે પુશતમ ભાશાઓનાં વેઆકરણોનો બનડોલ દશતુરજીઓ નથી તેહનું મુખીઅ કારણ જોઇએતો એજછે કે દશતુરજીએ જે પેહેલવી ભાશાનું વેઆકરણ બનાવેલછે તે માતરે ડાકટર ઇશપીગલના વેઆકરણને આધારે થોડુએક બનાવેલું આપણને માલમ પડેછે કે જે વેઆકરણ ઇરાંનીઓની ભાશાનાં વેઆકરણો શાથે કશો શંબંધ ધરાવનારૂં નથી. એ ઉપરથી ખોલી રીતે હેવું માલમ પડે છે કે એ નેક દશતુરજી ઊછીના હથીઆરો લઇને મેદાંન ધુજાવાને બાહાર નીકલેઆછે, પણ કોઇબી હરીફ શાંપે આવશે તેની ખબર રાખી નથી.

હીબરૂ ભાશા જે છે તે તેરાત તથા ઇનજીલની ભાશા ધરમને લગતીછે, બાકી વીદીઆ તથા હોનરને લગતાં તેમાં થોડાંજ પુશતકો મલી આવશે અને તેબી વલી પાછલા જ માનાનાં લખાંએલાંછે. રાજ દરબારી ખાતાંઓમા તથા વેપારની બાબદમો હીબરૂ લોકો ઘણી ખરી ફારશી ભાશા વાપડેછે, એ એક દેખાઇતી શાહાદતછે કે હીબરૂ ભાશાનો બનડોલ પુરતો નહી મલે તાહારેજ ફારશી ભાશામો તે વેહેવાર રાખેછે. વલી ઇરાંનીઓની બીજી ભાશાઓનાંબી ઘણાક શબદો હીબરૂ તથા આરેબીમો આમેજ થાએલાછે તે હવે પછે બતલાવી આપશું કે જે શબદોમો મુલ તતવો નીરમલ ઇરાંનીછે એટલુજ નહી પણ શેમેટીક તથા આરેબીક ભાશાઓના હીમાએતીઓ પોતે કબુલ કરેછે કે તે શબદોના મુલ તતવો ઇરાંનીઓની ભાશાઓનાંછે.

આરેબી ભાશા જે આરબોની ભાશાને નાંમે તથા મુશલેઇ માંનવાલાઓનાં કોરાંનની ભાશાછે તે ભાશા મહમદની અગાઊ જંગલીપણાંની હાલતમો હતી પણ આરબોએ મહમદ

પછે ઇરાંનનું કદીમ રાજ હાથ કીધું તાહારે કદીમ પ્રારશી જુબાંનની મદદ લેઇને આરેબી ભાશા શુધારીછે અને ઘણાં એક કદીમ પુશતકો હાથનાં લખેલાં હતાં તે નાંમીચાં પુશત કો બાલી નાંખેઆંછે—તે શાથે ઘણાંએક નાંમીચાં પુશતકો પરાગંદે કરી નાંખીઆંચ—તે બાદ વલી કેટલાંએક પુશતકો નાં પ્રકરાઓ ફેરફાર કરીને તેહુનો તરજુમો આરેબી ભાશા મો કરીને તે પુશતકોને આરબ ગરંથ કરતાઓનાં નાંમો આપેઆંછે અને અશલ પ્રારશી કેતાબોને પરાગંદે કીધીછે. શેમેટીક ભાશામાંહેલી આરેબી ભાશા વેઆકરણમો પુખત તથા શરશ ગણાએછે પણ તે એરીઅનોની ભાશાઓનાં વે આકરણ આગલ કુચ નથી.

આરેબીક ભાશાની જે શાખા ભાશાએછે તે કાલદી ત થા શાએરીઆક ઇઆને શુરીઆનીને નાંમે ઓલખાએછે અને તે લગભગ હીબરૂ તથા આરેબીને મલતી આવેછે, માતરે થોડો ઘણો એક બીજાની ભાશાનો ફેરછે. કાલદી ભા શામો એરીઅનોની ભાશાઓનાં થોડા ઘણા મુલ તતવો મલેછે પણ શાએરીઆક ભાશામો ઘણો મોટો ભાગ એરીઅન ત થા પ્રારશી ભાશાનાં મુલ તતવોનો મલી આવશે તેહુનાં બે મુખેઅ કારણછે. વાંચનારી આલમે જાંણવું જોઇએચ કે ઊ પર લખેલી ચારે ભાશાઓ જેવીકે હીબરૂ, કાલદી, (અથવા ખાલદી) આરેબી તથા શાએરીઆક અથવા શુરીઆની એ ભાશાઓ ગમે હેવી શમપુરંણ હોએ તોપણ પાદશાહી શલત નતમો રાજ દરબાર ખાતે તથા વેપાર ખાતાંમો શેમેટીક ટોલાનાં લોકો અગત કરીને પ્રારશી ભાશા વાપરે છે તેહુનો દેખઇતો દાખલો જોવો હોએતો જરનલ આપ્ ધી એમરી કાંન ઓરીઅનટલ શોશાઇટીનાં (જરનલ)* મો જોઆથી માલમ પડશે.

* જોવો જરનલ આફ ધી એમેરીકાંન ઓરીઅંનટલ શોશાઇટીનાં વાલમ ૮ મા ને શફે ૫૨ થીતે શફે ૫૩ મો.

દશતુર પેશુતનજી તથા શેમેટીક ભાશાના હીમાએતીઓ જો શેમેટીક ભાશાનાં વેઆકરણ વીશે પોતાનાં મનમો કઇ બી ગરવ ધરાવતા હોએતો હમો તે બતલાવી આપવાને તઇઆર છઇએ કાંકે જો કોઇબી વેઆકરણઆરથી એરીઅન તથા શેમેટીક જુબાંનોનો વેઆકરણથી મુકાબલો કરીને બંધે ભાશાઓની તપાશ કરશેતો તરત તે વીદીઆવાંનને માલમ પડશે કે એરીઅન ટોલાનાં લોકોની ભાશાનાં વેઆકરણો ઘણાંજ માહાભારત તથા શરશછે, અને તેની આગલ શેમેટીક ભાશાનાં વેઆકરણો કુચ નથી. કેટલાએક અબીઆશીઓ અથવા નાંમનાં વીદીઆરથીઓ જેઓ થોડી ઘણી આરેબી ભાશાની માહેતગારી ધરાવેછે તેઓ હેવુંજ ધારેછે કે આરેબી ભાશાનું વેઆકરણ શમપુરણછે અને તે ઘણુજ શરશછે. પણ તેવોનો વીચાર ઘણોજ ભુલ ભરેલોછે કાંકે પરથમતો તેઓને એટલીબી ખબર નહી કે એરીઅન ટોલાની ભાશા કેટલીછે, અને તેવોનાં વેઆકરણો કેહવાં માહાભારત છે? એ બાબે એરીઅનોની ભાશાઓ શંબંધી હમારા આધીન વીચાર લખી જણાંવેઆ પછે એરીઅન તથા શેમેટીક ભાશાનાં વેઆકરણ વીશે હમારો કમતરીન વીચાર લખી જણાવશું, તે ઊપરથી વાંચનારી આલમની ખાતરી થાશે.

એરીઅન ટોલાની જે ભાશાઓછે તે ભાશાઓ ઇનદુ જરમેનીક અથવા ઇનદુ ઇઊરોપીઅનને નાંમે ઓલખાએછે—તે ભાશાઓ મુખીઅ આઠ ટોલાનાં લોકોનીછે, પણ તે ભાશાને જે નાંમ આપેલછે તે કાએદા પરમાંણે નથી—એ વીશે ભાશાઆરથીઓ તહરેવાર રીતે પોતે પોતાના જુદા જુદા વીચારો આપેછે પણ એ વીશે લખવાને અતરે લંબાંણ થાએછે, તેથી એરીઅનોની ભાશાઓ વીશે મુખતેશર ખોલાશો કરવાની રજા લઇજીએચ—

ઇઊરોપીઅન વીદીઆવાંનોએ એરીઅન ભાશાઓને હીનદુ ઇઊરોપીઅન નાંમ આપેલુંછે તે નીચે લખેલાં કુટંબોની ભાશાઓને આપેલુંછે. જેમકે—

| | | |
|---|---|---|
| ૧. ઇરાંનીક. | ૪. ઇટાલીક. | ૭. હેલલીનીક. |
| ૨. ઇનડીક. | ૫. ટીઊટોનીક. | ૮. ઇલલીરીક. |
| ૩. કેલટીક. | ૬. શાલવોનીક. | |

કેટલાએક ઇઊરોપીઅન વીદીઆવાંનો એ આઠ ભાશાઓમાં પેહેલી ભાશા ઇનદીક અથવા હીનદુઓની ભાશાને કેહેછે, પણ એમાં તેવોની ભુલછે કાંકે ઇરાંનીક અથવા ઇરાંની ભાશા પરથમ ગણવી જોઇએ કારણકે હીનદુઓએ ઇરાંનની શરજમીન ઊપરથી પોતાનો જનમ લીધોછે કે જેની અગાઊ કદીમ ઇરાંનીઓએ જનંમ લીધેલોછે, અને તે પછે બીજા કેટલાએક ટોલાઓ ઇરાંનીઓની ઓલાદનાંછે કે જેઓ જુદે જુદે નાંમે દુનીઆંની શપાતી ઊપર પરખેઆત થાએલાછે કે જેહેનું બએઆંનવાર વરણન કરવાને આ એ નાંધલું પુસતક હમોને છુટ આપતું નથી તેથી હમો ઘણા દલગીર છુઇએ—અને હાલ તુરત આએ ચાલુ તકરારનો માતરે ખોલાશો કરવાને મુનાશેબ શમજીએચ.

## ઇરાંનીઓની કદીમ જુબાંનોનાં નાંમ.

જંદ અવશતા—જંદ ભાશા તખતીની—ખીલારોકી.
હુજવરશ, શાધારણ—પેહેલવ.
કદીમ ફારશી—દશાતીરની, હાલની—ફારશી.
અને એ શીવાએ બીજી ઇરાંનીઓની ઘણીએક ભાશાઓનાં જુદાં જુદાં નાંમોછે.

## હીંદુઓની ભાશાનાં નાંમ.

વેદની શંનશકરીત—ચાલુ શનશકરીત.
પરાકરીત—પાલી.
બંગાલી—મરાઠી. તથા બીજી ઘણીએક ભાશાઓછે.

યુરોપીઅન લોકોની ભાશાઓનાં નાંમો લખી જણા વતાં ઘણુ લંબાંણ થાએછે તેથી ટુકમાં જણાંવીએછે.

પરાચીન વખતથી ઘણાજ પુરાતમ વખતમો ઈરાંની ઓ, હીનદુઓ, તથા યુરોપીઅનોની જે પુરાતમ ભાશા ઓછે તે ભાશાઓની શાથે શેમેટીક ટોલાના લોકોની ભાશાઓ જેવી કે હીબરૂ, આરેબીક, કાલદી, તથા શાએરીઆક ઈઆ ને શુરીઆંની ભાશાઓનો મુકાબલો જો ઉપલી એરીઅન ટોલાના લોકોની ભાશાઓ શાથે કરીએતો શેમેટીક ભાશા ભાશાઓની રચનાં મધે કશું વજન ધરાવતી નથી એટલુંજ નહી પણ હમો હીમતથી કહી શખશુ તથા બતલાવા આપ શું કે શેમેટીક ભાશાઓનાં હીમાએતીઓ કમપારેટીવ ફાલા લોજી ઈઆને વેઆકરણને કાએદેથી મુકાબલો કરીને એ બંધે ટોલાઓની ભાશાઓની તપાશ કરશેતો તુરત જણાંઈ આવશે કે એરીઅનોની ભાશાઓ ઉપર શેમેટીક ભાશાઓ ક દીબી ફાવનાર નથી—પણ તેથી ઉલટું ફલ એ નીપજવા નુ કે વેઆકરણનાં કાએદાઓ એરીઅનોની ભાશાઓ શદા ફતેમંદી મેલવશે, એ વીશે દશતુર પેશુતનજી તથા એવણ નાં મદદનશીનોની ખાતરી કરવી હોએ તો શુખેથી ભાશા ઓની તકરારનાં મેદાંનમાં આવવું—હમો તેવોની શેવા બ જાવાને તઈઆર છેઈએ, એટલુંજ નહી પણ દશતુરજી કે હુ તેહવી રીતે દશતુરજીની ખાતરી કરી આપવાને તઈઆ ર છેઈએ.

એરીઅનોની ભાશાઓનો નામીચો ખજાંનો હુવોતો શંમ પુરણ તથા કાએદાશરનોછે કે પરથવીની ઘણીએક ભાશાઓ ને પોતાની ભાશાનાં હજારો મુલ તતવો આપીને પારકી ભા શાઓને શમપુરણ કરેછે, કે જે વીગેના બેહદ દાખલાઓ આપણને મલી આવેછે.

એરીઅન તથા શેમેટીક એ બંધે ટાળાબાના ભાશાઆના વેઆકરણોનો હમો આએ ઠેકાંણે જે મુખતેશર મુકાબલો કરીએછે તે વાંચેઆથી વાંચનારી આલમની, તે શાથે વેઆકરણઆરથીઓની પણ પોતાની મેલે ખાતેરી થાશે.

ઊપર લખેલી ભાશાઓનાં વેઆકરણોનો મુકાબલો કરીઆની અગાઊ એરીઅનોની જે નાંમીચી મુખેઅ ભાશાઓછે તેહનાં નાંમો તથા શેમેટીકની જે મુખેઅ ભાશાઓછે તેહનાં નાંમો અરશ પરશ લખી જણાંવીએચઃ—

| એરીઅન. | શેમેટીક. |
|---|---|
| જંદ અવશતા. | હીબરૂ. |
| કદીમ ફારશી. | આરેબી. |
| પેહલવી અથવા હુજવરશ. | કાલદી. |
| શંનશકરૂત. | શાએરીઆક અથવા શુરીઆની. |

વાંચનારા દાંનેશમંદ શાહેબોએ જાંણવું જોઇએચ કે એરીઅંન તથા શેમેટીક ટોલાઓની ભાશાઓનાં વયાકરણોનો જો મંનમાંગતી રીતે લંબાંણથી ખોલાશો લખી જણાવીએતો ચાર દફતરો અથવા ચાર મોટાં પુશતકો લખીએ તોબી તે વયાકરંણોનો ખોલાશો મંનમાંગતી રીતે લખી નહી શકાએ તે શબબથી હમો કમતરીનનો નમનતાઇ ભરેલો વીચાર એછેકે આએ નાંધલાં ચોપાંનીઆંમો હાવી માહાભારત તથા નામીચી ભાશાઓનાં વયાકરણોનો શમાશ કરવો ધણુંજ મુશકેલછે, કાંકે આએ ચોપાનીઆંની શાંકરી હદને લીધે ધણોજ મુખતેશરમો આએ વયાકરણોની તપાશનો ખોલાશો લખવો પડીઓછે.

પરથમમો એરીઅન તથા શેમેટીક ભાશાઓનાં મુલા અખશરોનું વરણન કરવાને રજા લેઇજીએચ તે ઊપર તમો શાહેબોએ બારીકીથી ધેઆંન પોંચારવું:—

જે જે ભાશાઓમો પુખત મુલાઅખશરો અથવા પુખ ત હરફોછે તે ભાશાઓનાં ધાતુ તથા શબદો રચવાનો મુ ખીઅ પાઓછે એટલુંજ નહી પણ ભાશાઓનાં વયાકરણો ની જે જોરનીની રચના કરીઆમો આવેછે તે ભાશાઓનાં હરફોની મદદથી શબ્દની ઊતપંતી કરેછે. હવે પરથંમ મો આપણે આએ તપાશ કરવી જોઈએચકે એરીઅંનોની ભાશાઓમો તથા શેમેટીક ભાશાઓમો મુલાઅખશરો કેટલા છે! તથા તેવોની શંખીઆ કેટલીછે.

એરીઅનોની મુખીઅ ભાશાઓ તથા શેમેટીકની મુખીઅ ભાશાઓના મુલાઅખશરોની શંખીઆઓનો આ એ ઠેકાંણે અરશ પરશ મુકાબેલો કરી બતલાવીઓછે તે આએ કોશટકમો જોયાથી માલમ પરશે :—

## ભાશાઓનાં હરફોનું કોશટક.

## એરીઅનોનાં તથા શેમેટીકનાં મુલાઅખશરોનો મુકાબેલો.

| | ઝેંદ અવશતા. | ફારશી. | પેહેલવી અથવા હુજવારેશ. | શનશક્રીત. | ગ્રીક તથા લાટીન. | આરેબીક. | શીરીઆક. |
|---|---|---|---|---|---|---|---|
| મુલાઅખશરોની શંખીઆ. | ૪૮ | ૩૨ | ૪૫ | ૪૭ | ૨૩ | ૨૮ | ૨૨ |
| શવરો શુધ તથા અશુધ. | ૧૨ | ૧૨ | ૮ | ૧૪ | ૧૨ | ૫ | ૫ |
| વયંનજનો. | ૩૬ | ૨૦ | ૩૫ | ૩૩ | ૨૦ | ૨૫ | ૧૯ |
| અનુશવારો. | ૧ | ૧ | ૧ | ૧ | | | |
| વીશારગા. | | | | ૧ | | | |

વાંચનારા દાનેશમંદ શાહેબોએ વીચાર કરવો જોઇએ કે જે ભાશાઓમાં મુલાઅખશરો અથવા હરફોની શંખીઆ કમ હોએ તે ભાશાઓમાં જોઇતા શબદોની રચના કેહેવી રીતે કરી શખાએ? તથા તે ભાશાઓ વયાકરણનાં કાએદાઓ કેહવા રીતે શુધ ગણાએ?

ભાશાઓનાં મુલાઅખશરોછે તે દરએક ભાશાનાં શબદોને જનમ આપેછે એટલુંજ નહી પણ દરએક શબદોને શુધ વયાકરણનું રૂપ આપેછે અને વયાકરણના કાએદાથી તપાશ કરીએતો એરીઅન ભાશાઓ જેવી વયાકરણરૂપીઓ શંપુરણછે તેવી શેમેટીક ભાશાઓ નથી.

અખશરો અથવા હરફો મુખીઅ બેએ ભાગોમાં વેંહચાએલાછે, શવરો તથા વયંનજંનો તે વીશે આગલા શફાઓ હમોએ જે કોશટક બતલાવીઓછે તે ઊપરથી વાંચનારાઓએ પોતાની ખાતરી કરી લેવી કે શેમેટીક ભાશાઓનાં શવરો તથા વયંનજંનો કરતાંને એરીઅનોની ભાશાઓના શવરો તથા વયંનજંનો કેહેવાં માહાભારતછે. એ મધે જંનદ અવશતાના શવરો ઘણેજ દરજજે શેમેટીકના શવરો કરતાંનેબી વધારે શરશછે, એટલુંજ નહી પણ અગતુ કરોને શનશકરીત શવરો કરતાંનેબી જંનદ અવશતાનાં શવરો ઘણાજ શરશછે. તેઆરબાદ જનદ અવશતાના શવરોનો કાએદો હેવોતો નામીચોછે કે શેમેટીક ભાશાઓ માંહેલી એકબી ભાશા તેની બરોબરી નહી કરી શખશે—તેમજ શનશકરીત જેવી નાંમીચી ભાશાનાં શવરોબી હેની બરોબરી નહી કરી શખશે. જંનદ અવશતાઓ બધા મલીને આશરે તીશ દુવી શવરોછે, બાર બરતીઆ શવરોછે તથા તરતીઆ શવરો કરતાંનેબી વધારે શવરોછે કે જેને અંગરેજી ભાશામાં (Polythongs) કેહેછે, ઇઆને ચાર શવરો શાથે આવે

શાછે. આએ સવરોના કાએદાને કોઇબી ભાશાનાં સવરો બરોબરી નહી કરી શખશે. શેમેટીક ભાશાઓનો શું પ ણ શંનશકરીત જેવી શમપુરણ ભાશાબી જંનદ અવશતાની ભાશાની બરોબરી નહી કરી શખશે. સવરોનાં બાબએ જંનદઅવશતાનો કાએદો ઘણોજ નાંમીચો તથા ઊશતવા રછે કે દરએક શબ્દોના શુધ ઊચ્ચારો સવરોની મદદથી થાઇ શખેછે.

એરીઅનોની શરવે ભાશાઓના વયંજનનો કાએદો હે વોતો શમપુરણછે કે શેમેટીકની એકબી ભાશા તેહની બ રોબરી નહીજ કરી શખશે—અને ભાશાઓના કાએદાઓ પરમાંણે મનમાંગતા વયંજનો જોઇએ તે શેમેટીકઓથી મલી નહી આવશે પણ એરીઅનોની ભાશાઓમો જેબી વયંનજનો નો ખપ પડશે તે તરત મલી આવશે.

શેમેટીક ભાશાઓના સવરોનો જો આપણે મુકાબેલો કરીએતો એરીઅનના સવરોની કધીબી બરોબરી નહી ક રી શખશે—કાંકે શેમેટીકની હીબરૂ તથા આરેબીક જેહુવી ભાશાઓમો જે સવરોછે તે મુખીઅ તરણ સવરોછે કે જે સવરો ફારશી ઊપરથી લીધેલાછે, અને તે સવરોની ઊપર તથા નીચે મીંડાંઓની તથા જીની લીતીઓની ની શાંની કરીને સવરો વાંચેછે તેમજ દુવી સવરોની ઊતપંન તી કીધીછે પણ એકબી તરતીઆ અથવા તેથી વધારે શ વરો શેમેટીકની કોઇબી ભાશાઓમો મલે નહી તથા જંનદ અવશતાના સવરો સાથે તપાશ કરીએતો કધીબી તેહની બરોબરી નહીજ કરી શખશે—તેમ ફારશીના સવરોનીબી બરોબરી નહાજ કરી શખે કાંકે શનશકરીત ભાશા હાવી નાંમીચીછે તોપણ જનદભાશાના સવરોની બરોબરી નહા કરી શખશે. ફારશીમાં મુખીઅ સવરો તરણછે જેમકે :—

અલેફ, વાવ, અને ઇએ—એ તરણ સવરોના ઉચ્ચારો ટુકાંમો થાએછે અને તરણ સવરો જબર, જેર તથા પેશ, થી લાંબા ઉચચારો થાએછે. આ, ઇ, અને ઊ, તથા દુવી સવરો છ મલીને જુમલે બારછે. તથા વાવે મારૂફ અને વાવે મજહુલ કે જે કાએદો આરેબીક જુબાંનમો નથી એ ઉપરથીબી ખોલલી રીતે શાબેત થાએછેકે ફારશીના સવરો આરેબીકના સવરો કરતાંનેબી શરશછે.

જંનદ અવશતા તથા શનશકરીતના વયંનજનો શાથે જો શેમેટીકની હરેક ભાશા અથવાતો દશતુરજીની પશંદ કીધેલી હીબરૂ અથવા આરેબીકના વયંજનોનો મુકાબલો કરીએતો કધીબી જંનદ તથા શનશકરીતની બરોબરી નહી જ કરી શખશે, તેમ ફારશી જેવી ભાશાનાં વયંજનોની બરોબરીબી નહી કરશે—તેહેનું મુખીઅ કારણ એછેકે ફાર શીના હરફો ઉપરથી આરબોએ આરબીક ભાશામો હરફો ના આકાર ફેરવીને લીધાછે—તેહનો જીવતો દાખલો જો વો હોએતો આએજછેકે ફારશીના આએ નીચે લખેલા ચાર વયંજનોના ઉચ્ચાર આરબોથી પોતાની ભાશામો ન હી થઆ તારે તે હરફો મુકી દીધાછે, જેમકે ગાફ, ઝ, ચીમ, તથા પઅ, આએ ચાર હરફો આરબોએ પોતા ની જુબાંનમો વાપડીઆ નથી પણ કેટલાએક વયંજનોના ઊચચારોમો ફેરફાર કરીને પોતાની ભાશાઓમો વાપરીઆ છે, એટલુંજ નહી પણ એરીઅનોની ભાશાના શુધ શબદો ની અંદરના વયંજનોમા ફેરફાર કરીને આરેબીક ભાશા મો તેવા શબદોને જનમ આપોએછે કે જે વીશે હવે પછે નાં શફાવોમો એરીઅન તથા શેમેટીક શબદો વીશે બોલા શો કરશું તાહારે વાંચનારા શાહેબોની ખાતરી થાશે.

હવે દશતુરજીના લખીઆ પરમાંણે જો શેમેટીકની નાં મીચી ભાશાઓ વીશે આપણે તપાશ કરીએતો મુખીઅ ચાર ભાશાઓછે. કાલદી, (ખાલદી), હીબરૂ, આરેબીક તથા શાએરીઆક,—હવે દશતુરજીએ જાંણવું જોઇએચકે શમરેટન ભાશા જે છે તે નાંમનીછે તેહનું કશું ચોકશ ઠરઠેકાંણુ નથી તેથી તે ભાશાઓની ગણતરીમા નથી લેતા.

કેટલાએક વીદીઆવાંનોનાં કોલ પરમાંણે શેમેટીક ભાશાઓમાં હીબરૂ અથવા કાલદી જે ભાશાછે તે માતા ભાશામો ગણેછે—તે ભાશાનાં હરફોમો મુખીઅ સવરો ફારશીનાં વયાકરણનાં કાએદા પરમાંણે તરણ છે જેમ કે :— અ, ઇ, ઊ,—તેમોથી પાંચ સવરો ઊતપંન થાએલાછે, જેમકે—અ, એ, ઇ, ઓ, તથા ઊ,—એ મધે હમારા વીચાર પરમાંણે બે સવરોછે તે દુવી સવરોછે-તે એ, તથા ઓ, છે. પણ ધણાજ પાછલા જમાંનામાં વયાકરણઆરથીઓએ એ ભાશાને શુધારવાને જે નવી ઇઊકતી કાંમે લગાડીછે તે એછેકે જેમ ફારશીનાં હરફો ઊપર તથા નીચે મીડાંઓ તથા નુકતાઓ મુકેછે તેમ હીબરૂવાલાઓએ * સવરો ઊપર મીડાંઓ અને નુકતાઓ તથા જીની લીતીઓની નીશાંનીઓ મુકીને લગભગ શાદા તથા દુવી સવરો બાર ગોઠવીઆછે, પણ તરતીઆ સવરો એ ભાશામે મલેજ નહી-અને કેટલાએક વયાકરણઆરથીઓએ બાર થીબી વધારે સવરો ગોઠવીઆછે, કાંકે નુકતાઓ મુકવાની છુટ મલીછે, તારે બખીલી કરવાનું શું કાંમ ! જેમ બને તેમ પોતાની માતા ભાશાને મોહોટાઇ આપવી.

---

* દાંનેશમંદ વાંચનારાઓએ જાંણવું જોઇએચકે હીબરૂવાલાઓએ જે નુકતાઓ મુકવાની ચાલ કાહાડીછે તે કરાઇશટની આશરે શાતમી શદી પછે કાહાડેલીછે.

આરેબીક ભાશાનું વયાકરણ હીબરૂ ભાશાનાં કરતાંને શંપુરણ ગણાએછે પણ તેહુનાંબી મુલાઅખશરો કાએદા શર શંપુરણ નથી પણ નુકતાઓ નીચે ઊપર મુકીને વ યાકરણઆરથીઓ જોઈતા હરફોનાં ઊચ્ચારો કરેછે. આ ગલા વખતમો આરેબીક ભાશામો માતરે તરણ સવરો હતા. ફારશીનાં કાએદા પરમાંણે, અને તે પછે પાછલા જમા નામાં બે દુવી સવરો વધારેલાછે અને તે પછેનાં ઘણાજ પાછ લા જમાનામો વીદીઆવાંનોએ છઅ સાદા સવરો મુકરર કીધાછે જેમકે :–અ, ઇ, ઊ, આ, ઈ, ઊ, તથા એ, અઊ, એ પરમાંણે સવરોનો શુધારો કીધોછે તોએપણ તે સવરો ફા રશીનાં સવરોની બરોબરી નહી કરી શખશે કારણકે ફાર શીનો કાએદો આરેબી કરતાંને ઘણોજ શરશછે જેમકે:— આરેબીમો ફથા, કશર, દહુમમઅ, તેમજ ફારશીમો જબર, જેર, અને પેશ છે તે વતરોગે મારૂફ, તથા મજુલનો જે કાએદોછે કે જે કાએદો આરબીમો બીલકુલ નથી અને આરેબીમો જે પાછલા વખતમો સવરો વધારીઆછે તે પ ણ શાદા તથા દુવી સવરો મલીને આઠછે, તથા ફારશીનાં શુધ કાએદા પરમાંણે દશ સવરોછે કે જેની બરોબરી આરેબી ભાશા નહી કરી શખશે. જનદ અવશતાના સા દા, દુવી તરતીઆ તથા તેથીબી વધારે સવરોની બરોબરી અરેબીતો શું પણ શેમેટીક ટોલાનો એકબી ભાશા કધીબી નહી કરી શખશે.

દશતુરજીની પશંદ કીધેલી શાએરીઆક અથવા શુરી આની ભાશાનાં સવરોની તપાશ જોઈએચતો એરીઅનોની ભાશા આગલ કશું વજન નથી ધરાવતી, કાંકે આગલા વ ખતમો શાએરીઆક ભાશામો સવરો હતા નહી, માતરે નુ કતાઓ મુકીને જેમ જેહુની નજરમો આવે તેમ કાંમ ચ

બાવતા હતા અને પાછલથી પાંચ શવરો મુકરર કીધેલા હતા જેમકે અ, એ. ઇ, ઓ, તથા ઊ, અને કરાઇશટની શાતમી શદી પછે ગરીક અથવા ઇઊનાંન લોકોની ભાષાઓ થી બીજા પાંચ શવરો લેઇને નુકતાઓ તથા જીની નીશાં નીઓ હરપે ઊપર તથા નીચે મુકીને એ પાંચ સવરો વધા રીઆથી હાલનાં વખતમો દશ સવરો ગણાએછે, પણ વયા કરણનાં કાએદા પરમાંણે એ સવરો શુધ સવરોનાં આકાર મો ગણાતા નથી તેવી અશુધ ભાષા પેહલવાને કેમ જનં મ આપે તે શમજ પડતી નથી. કેટલાએક દુવી સવરોછે પણ તે અશુધછે.

દશતુરજીને પશંદ પડતી ભાષા કે જેહુને દશતુરજી બા લદી ભાષા કરીને કેહુછે તે ભાષા માતરે બાબીલોનની એક શાધારંણ તથા ચાલુ ભાષા હતી કે જેહનાં મુલાઅખશરો તથા શબદો ઘણાંખરા હીબરૂ ભાષાને મલતા આવેછે, અને જે ભાષા એટલીતો મરી ગેઇછે કે જેહુનાં વયાકરણનું ક શું ઠોર ઠેકાંણું મલે નહી તે વાશતે દશતુરજીને ઘટેચ કે પરથંમઓ તે ભાષાનો અભીઆશ કરે.

એરીઅન તથા શેમીટીક ભાષાઓના વયંજનો નો અર શપરશ મુકાબેલો કરીએતો વીદીઆવાંન આલંમ આએ કોલ કબુલ કરશે કે એરીઅનોનાં વયજનો જેવા કાએદા શર તથા પુખતછે તેવા શેમીટીકઓ નથી એ વીશે જીન હાર કોઇબી વીદીઆવાંન નાં નહી કેહેશે કાંકે એરીઅ નોની ભાષાઓ કાએદાશર છતરીશથીબી વધારે વયંજનો છે. તથા શેમીટીકઓ વધુંઓ વધુ પચીશછે તેબી માતરે આરીબી ભાષાઓછે—એરીઅનોની ભાષાઓમો શપ્તી વયં નજનો હેવાછે જેમકે બેએ વયંનજનો પુદરતી જોરાએલા છે પણ તે વયંનજનોનું રૂપ અથવા આકારમો તે એકજ

હરૂફ અથવા અખશરછે, જેમકેઃ—ખ, ધ, ધ, વ, તથા ભ, ઈતીઆદી, ઈનીઆદી. પણ શેમીટીકમો હાવી રીતે ખુદરતી હરફો નથી—માતરે ઘણાજ પાછલા વખતમો નુક તાઓ મુકીને એરીઅનોનાં હરફોની બરાબર ઉચચારો કરેછે.

## વરણ વીચાર.

એરીઅન તથા શેમીટીક ભાષાઓનાં મુલાઅખશરો નાં વરણ વીચારની જો તપાશ લેઈએતો દરએક હરફ ઉપર નુકતેચીની કરતાં ઘણુજ લંબાંણ થાએછે તેથી આએ ઠેકાંણે એ અખશરોનાં વરણ વીચારની તપાશ લેવાને હમો વાંચનારી આલમની મુનશફી ઉપર શોંપીને બંધે ટોલાની ભાષાઓમાં વયાકરણોનો મુખતેસર મુકાબલો કરવાને રજા લેઈએછે.

## શબદ વીચાર.

એરીઅન તથા શેમીટીકનાં શબદ વીચારો વીશે આપણે ત પાશ કરીએચતો ખોલી રીતે માલમ પડેછે કે શેમેટીકની ભાષા નાં ભાગો ઘણામો ઘણા મુકરર કરીએતો નવથી વધારે ભાગો નહી થશે પણ એરીઅંનોની ભાષાઓમો નવથીબી વધારે શબ દ વીચારનાં ભાગોછે કે જે વીશે નાંમીચા વયાકરણઆરથી ઓ કેટલાએક શબદો—શબદ વીચારનાં કાએદા પરમાંણે તે ભાગો બરાબર કરી નથી શખતા. તથા નાંમો આપી નથી શખતા. શંનશકરીત ભાષામો થોડાંએક નાંમો તે ભાગો ને આપેલાંછે તે ઉપરથી ઈઊરોપીઅન વયાકરણઆરથી ઓએ નવથી વધારે શબદ વીચારનાં નાંમો આપેલાંછે *

---

* જોવો બાપ કમપારેટીવ ગરાંમરનો અંગરેજી તરજુમો ઈશવી શને ૧૮૫૬ નાં વાલમ ૧, ૨, તથા ૩ જા મો.

એરીઅનોની ભાષાઓમો ગુણ સબ્દછે ઇઆને જેહને અંગરેજીમો આરટીકલ કરીને કેહછે તે બે પરકારનાંછે. નીશચે અથવા અનીશચે; એટલુજ નહી પણ વયાકરણનાં કાએદા પરમાંણે તે ગુણ શબ્દ તરંણ લીંગોમાંછે-પુલીંગ, અસતરીલીંગ તથા નપુશક લીંગછે અને તરણ વચનોછે જેમકે એકવચંન, દુવીવચંન તથા બહુવચંનછે એટલુજ નહી પણ આરથી તે પાંચ વીભકતીછે—અને શેમીટીક ભાષાઓમો માતરે એકજ નીશચે ગુણ શબ્દછે કે જે ગુણ શબ્દ કારકંમ વીભકતીમો વાપરેછે પણ એરીઅનોની ભાષાઓનાં શુધ કાએદા પરમાંણે લીંગો, વચનો, તથા વીભકતીઓ શેમીટીક ભાશાનાં ગુણ શબ્દને લગારી નથી એ ઊપરથી શાબેત થાએછે કે વયાકરણનાં કાએદામો શેમીટીક ભાષાઓ એરીઅનોની ભાષાઓ આગલ અશુધછે કાંકે હીબરૂ ભાષામો ગુણ શબ્દ જો નાંમની આગલ લગારવો પડેતો શરવ નામ.. હુ લગારવો પડેછે અને શુરીઆની ભાષામો દરશક સરવનામ નાંમને આગલ લગારેછે તેબી પાછલા વખતમો વીયાકરણઆરથીઓએ લગારીઆછે. હેવી રીતની ગોઠવણો કરીને શેમીટીક ભાષાઓ વયાકરણોમો શંમપુરણ કરવાને બંનતી કોશેશ કરેછે પણ જેઓ શેમીટીક ભાષાઓની માહેતગારી ધરાવેછે તેઓ શેમેટીક ભાષાઓનો બંનદોલ તરત બતાવી શખશે, વયાકરણ રૂપીમો શેમીટીક ભાષા હજુર અશુધછે. એરીઅનોની ભાષાઓમો વીશેષણ તથા નાંમનાં તરણ લીંગો, તરણ વચનો, તથા આઠ વીભકતીઓ કાએદા શરછે તેમ શેમીટીક ભાષાઓમો નથી અને શેમીટીક ભાષાઓમો વયાકરણમો આરેબી ભાષા જે નામીચી ગણાએછે તે ભાષાનાં વીશેષણ તથા નાંમ એરીઅનોની ભાષાઓ આગલ અશુધછે કાંકે આરેબીમો માતર બે લીંગોછે અને એરીઅ

નોમો તરણ લીંગોછે, વચનો તરણછે, વીભકતીઓ તરણથી તે પાંચછે અને ઘણીખરી કારકંમ વીભકતી વીશેષણ તથા નામને લગારેછે અને એરીઅનોમો આઠ વીભકતીઓ તેઓ નાં કાએદાશર શંમપુરણછે કે જેની બરોબરી શેમીટી ક ભાષાઓ માહેલી એકબી ભાષા નહી કરી શખશે. હીબરૂ તથા આરેબી ભાષામો અશલ તરણ વીભકતીઓછે, પાછલથી વીભકતીઓ વધારેલીછે. એરીઅનોની ભાષાઓમો શરવનામ જેવા કાએદાશરછે તેવા શેમીટીક ભાષાઓમો ન થી. જેમકે એરીઅનોમો શરવનામ પેહલા, બીજા, તથા તી જા પુરૂશોમો તેવોનાં લીંગો સાથે સાત અથવા આઠ વીભ કતીઓમો એકવચન, દુવીવચન તથા અનેક અથવા બહુ વચનોમોછે તે કાએદા પરમાંણે શેમીટીકની એકબી ભાષામો શરવનામ કાએદાશર નથી અને આરેબી ભાષા જે નામની નામીચી ભાષા ગણાએછે તેમોબી શરવનાંમો કાએદાશર નથી. આએ ઠેકાંણે હમારો શવાલ આરેબી ભાષાના હીમા એતીઓને એટલોજછે કે એ ભાષામો શરવનાંમો અશુધછે તેહેનું કારણ શું ? શરવનાંમ, ઘણી પરકારનાંછે—જેમકે પુરૂ શ સરવનાંમ, સંબંધી સરવનાંમ, દરશક સરવનાંમ, પરશનાંથ ક સરવનાંમ તથા પરશપરવાચક સરવનાંમ. ઊપર લખે લા શરવે સરવનાંમનો મુકાબેલો કરીએ તો ઘણુંજ લં મબાંન થાએછે તે શબબથી હમોએ મુકતેશર મુકાબેલો કીધો છે અને એરીઅનોની ભાષાઓનાં કેટલાએક સરવનાંમો જે છે તેમોનાં શેમીટીકમો નથી તે વયાકરણઆરથીઓને રોશં નછે તે વાશતે વધારે લંમબાન કરવાને મુનાશેબ નથી જોતા.

કદીમ ઇરાંની ભાષાઓમાં કેટલાએક સરવનાંમો હેવા નો પુરાતંમછે કે તે સરવનાંમો શેમીટીકમો મુદલ નથી એ ટલુંજ નહી પણ શંનશકરીત તથા હીનદુ જરમેનીને નાંમે

જે ભાષાઓ ઓલખાએછે તે મધેની તે શરવનાંમો નથી; એ ઊપરથી ખોહ્લી રીતે માલમ પડેછે કે ઇરાંનીઓની ભાષાઓ બીજી ભાષાઓ કરતાં વયાકરણમો ઘણીજ શંમપુરણ ભાષાછે.

એરીઅનોની ભાષાઓમાં કરીઆવીશેષણ જેવો કાએદાશરછે તેવો શેમીટીક ભાષાઓમો નથી એટલુજ નહીપણ આરેબી ભાષાનું વયાકરણ જે નાંમીચું ગણાએછે તે ભાષાબી એરીઅનોની બરોબરી નહી કરી શકશે.

એરીઅનની ભાષાઓમો કરઆવીશેષણ નાંમ શરવનાંમોથી થાએછે અને તેઓનાં કાએદા પરમાંણે શુધ દાલ બતાવેછે. એ કાએદામાં શંનશકરીત ભાષા કરતાંનેબી અવશતાનો કાએદો ઘણોજ શુધછે.

પરોફેશર બાપ જેવો નાંમીચો વયાકરણઆરથી કબુલ કરેછે * કે જંદ ભાષામો શબ્દયોગી અવયય, તથા કરીઆવીશેષણ વયાકરણનાં કાએદાઓને શીધ થાએછે અને તકરારથી શાબેત થાએછે કે જેહુનાં ઘણાએક દાખલાવો મલેછે પણ શંનશકરીત ભાષામો તેમ નથી પણ હમો ખાતરીથી કેહીએચ કે શેમેટીકની એકબી ભાષા આએ કાયદાને મલનાર નથી તે ઊપરથી માલમ પડેછે કે અવશતાની ભાષાનો વયાકરણનો કાએદો ઘણોજ શરશછે.

શબ્દઇઓગી ઊભીઆંનવીત તથા કેવલ પરીઓગી આએ અવયયે ભાષાઓમો ઘણોજ શાધારંણછે અને વયાકરણઆરથીઓને શારીપખે ખબરછે કે એ અવયયઓ જેવા એરીઅંન ભાષાઓમો કાયદાશરછે તેવા શેમીટીકમો

* જોવો બાપ કમપરેટીવ ગરાંમરનાં જરમંન ભાષાનાં અંગરેજી તરજુમાનાં વાલમ ૧) લાનો દીબાચો. તથા નોટમો.

નથી તે વાશતે આએ ઠેકાણે લંબબાનથી બોલાશો કરવા ને દરૂશત નથી ધારતા કાંકે ઘણાએક વયાકરણ અભીઆશીઓ એ કાએદો શાધારણ રીતે જાંણેછે.

એરીઅન તથા શેમીટીક ભાષાઓમો કરીઆપદો જે છે તે વીશે આએ નાંધલાં ચોપાનીઆમો વીગતવારે બોલાશો કરવાને હમારી કલંમ હમોને છુટ નથી આપતી તેથી હમો ઘણા દલગીર છેઈએ કાંકે કરીઆપદનાં ભાગ ઊપર જો દલીલ દાખલાઓથી તકરાર કરીએતો ઘણુંજ લંબબાંન થાએછે તે શબબથી તરતવેલા મુકતેશર બોલાશો કરવાને રજા લેઈએચ.

શેમીટીકની શરવે ભાષાઓમો કરીઆપદોછે તે મધે એકબી ભાષામો શમપુરણ કરીઆપદો કાએદાશર મલી નથી આવનાર અને કેટલાએક કરીઆપદો અશુધ તથા બેકાએદાશરછે.

એરીઅનોનાં તથા શેમીટીક ભાષાઓનાં કરીઆપદોનો અરશપરશ વયાકરણનાં કાએદા પરમાંણે મુકાબેલો વીગતવાર કરીએતો એક ઘણુંજ મોટું પુશતક થાએ તે શબબથી અતરેવેલા મુખતેશર બોલાશો કરીએચ તે ઊપર દાંનેશમંદ વાંચનારાઓએ ધેઆંન પોચારવું.

એરીઅન તથા શેમેટીક કરીઆપદો આખયાનાં આકારામો કાલો, રૂપો, પરીઓગો, પુરૂશો તથા વચનોમો વેંહેચાએલાછે. શેમીટીક કરીઆપદોને બે લીંગમો ગણેછે.

એરીઅનોનાં કરીઆપદોની ખુદરતી હાલત હેવીછે કે તરંડો લીંગોની શીશ્ત બતલાવેછે અને એજ ભાષાઓનાં કરીઆપદોનાં આખયાના આકારો, કાલો, રૂપો, તથા પરીઓગો શેમીટીકનાં કીરીઆપદોનાં કરતાંનેબી વધારેછે—એ ઊપરથી વધારે શાબેતી એ મલેછેકે એરીઅનોની ભાષાઓ

શેમીટીકની ભાષાઓ કરતાંને શરશછે.

એરીઅનોની ભાષાઓમાં કીરીઆપદો બે પરકારનાંછે જેમકે શકરમક અને અકરમક કીરીઆપદછે. શેમીટીકમો માતરે શકરમક કીરીઆપદછે.

એરીઅન કીરીઆપદોનાં તરણ પરીઓગોછે જેમકે કરતરીપરીઓગ, મધીએપરીઓગ, અને કરંમણીપરી ઓગ, શેમીટીક કરીઆપદોનાં બે પરીઓગછે જેમકે કરત રી પરીઓગ અને કરંમણી પરીઓગ, પણ એરીઅનોએ એક પરીઓગ વધારેછે કે જે મધીએ પરીઓગ (Middle Voice) ને નાંમે ઓલખાએછે.

એરીઅનોની ભાષાઓનાં કરીઆપદોનાં દશથીબી વધા રે કાલો તથા રૂપોછે. શેમીટીક કરીઆપદોનાં હીબરૂ ભા ષામો તરણ કાલો તથા તરણ રૂપોછે અને આરેબીક જે ઘણી નાંમીચી ભાષા ગણાએછે તેહેમો માતરે બે કાલો ત થા પાંચ રૂપોછે પણ વાજબી પુછાઓતો માતર ચાર રૂપો આરેબીક ભાષાનાં કરીઆપદનાંછે.

એરીઅન તથા શેમીટીક ભાષાઓનાં કરીઆપદોનાં તરણ પુરૂશોછે જેમકે પરથંમ, બીજો, તથા તીજો પુરૂશ. પ ણ એરીઅનની ભાષાનાં કરીઆપદોનો તીજો પુરૂસ તરણ લીંગોમો પોતાની શીપ્ત બતલાવેછે તેમ શેમીટીકનો તી જો પુરૂશ માતરે બેજ લીંગમો શીપ્ત બતલાવેછે. તીજા લીંગનું નાંમ નહી મલે એટલી ખાંમી શેમીટીક ભાષામો માલમ પડેછે.

એરીઅનોને લગતી ઘણી ભાષાઓમો તરણ વચનો છે. પેહલો, દુવી, અને અનેક વચનઃ અથવા બહુ વચંનઃ એ પ રમાંણે તરણ વચનોછે. શેમીટીક ભાષાઓમો આરબીક ભાષા શવાએ બીજી શરવે ભાષાઓમો બે વચનોછે અને

આરીબીકમા માતરે તરણ વચનોછે, તેથી એરીઅનોની ભાષાઓનાં કાએદાશર નથી.

એરીઅનોની ઝેંદ અવશતા હુંજવરશ અથવા વીશેશ પેહલવી તથા પારશીમા કરીઆપદોને પંદરથીબી વધારે આકારો આપેલાછે. તેઓનાં કાએદા પરમાંણે પણ શંન શકરૂત ભાષામા તેર આકાર આપેલાછે અને ચાલુ શંનશકરૂત ભાષામા શંનકેત રૂપ નથી પણ વેદની ભાષામા એ રૂપ મલી આવેછે. હવે શેમીટીક ભાષાઓમા હીબરૂ તથા આરેબીક ભાષાઓ ઘણીજ શરશ ગણાએછે તોએપણ તે ભાષાઓમા કરીઆપદોને પંદર આકારો આપેલાછે તે માતરે આરેબીકનેજ આપેલાછે તે મધેનાં છેલ્લા ચાર આકારો બારમા આકાર શવાએ કોઈ કદાચ કધીજ વાપરેછે તે ચાર બાદ કરીએતો માતરે અગીઆર આકારોને માંન આપવું જોઈએ તોએપણ એરીઅનોની ભાષાઓને વધારે માંન ઘટે છે કાંકે વયાકરણનાં કાએદામા શેમીટીકનાં કરતાંનેબી એરીઅન ભાષાઓ ઘણીજ શરશછે.

એરીઅનોની ભાષાઓનાં ધાતુઓને પુરૂશવાચકની જોરનીઓ લગારેછે તે વખતે તે ધાતુઓને દશ આખયા ઈઆને તે ધાતુઓ શબદ દાખલ દશ તરેહનાં આકારો બતલાવેછે અને દશ આખયામા વેહચેલાછે કે જેહને અંગરેજીમા (Ten Cangugations) ટેન કંનજુગેશનશ કેહછે. એ પરમાંણે એરીઅન ધાતુઓ પોતાનાં ખુદરતી આકારો દશ આખયામા બતલાવેછે અને શેમીટીક ભાષાઓમા માતરે પારશી પરમાંણે એકજ આખયા બતલાવેછે. એ વીશે નેક વાંચનારાઓએ પોતાની ખાતરી કરી લેવા કે એરીઅનોની ભાષાઓ વયાકરણમા કેટલે દરજે શેમીટીક કરતાંને શરશછે.

જંદ અવશતા તથા શંનશક્રીત ભાષાનાં કરીઆપદો નો મનમાંનતો ખોલાશો કરવાને માઠાં ભાએગથી હમારી કલંમ હમુને છુટ નથી આપતી કાંકે આએ ચોપાંનીઆં ની શાંકરી હદે હમુને ખરેખરો દગો દીધોછે નહીતો હમો હમારી તરફથી વધારે કહી નહી શકતા કે વીદીઆવાંન આલંમની શેવા કેહવી રીતે બજાવી શખતે તે વીશે વાંચ નારા શાહેબોએ વીચાર કરવો જોઈએચ. એરીઅનોની ભા ષાઓનાં વયાકરણોનાં કાએદાઓની બરોબરી શેમીટીક ભા ષાનાં એકબી વયાકરણનો કાએદો કધીબી કરી નહી શ ખશે તેમ શંનશકરૂટ ભાષા હાવી માહાભારતછે તેપણ જં દ અવશતાનાં વયાકરણની બરોબરી નહીજ કરી શખશે.

એરીઅનો તથા શેમીટીક કુટંબોની ભાષાઓ જેહવી કે જંદ અવશતા, હુજવરશ, ફારશી, તથા શંનશકરૂત તથા હીબરૂ, આરેબી, કાલદી તથા શાએરીઆક, એ આઠ મુખીએ ભાષાઓનો કમપારેટીવ ફાઈલાલોજી ઈઆને વયાકરણનાં કા એદાથી અરશપરશ મુકાબલો કરીને જે તપાશ ઊપલા શફાઓમો લીધીછે તે ઊપર દાનેશમંદ વાંચનારાઓએ અ ગત કરીને ધીઆંન પોચારવું જોઈએચ કે શેમીટીકના કર તાંને એરીઅનોની ભાષાઓનું વયાકરણ કેહેવું માહાભારત છે તારે તેઓની ભાષાઓ કેહવી શુધ તથા શંપુરણ હોએ એમો નવાઈ શું! પણ હમોએ જે તપાશ વેઆકરણનાં કા એદાથી કીધોછે તે ઊપરથી હમો હીમતથી કેહી શકીએચ કે એ ભાષાઓ શેમીટીકનાં કરતાંનેબી ઘણે દરજે શંપુરણ તથા શુધ ભાષાઓછે કે જે ભાષાઓનો ખજાંનો હુવોતો ભ રપુરછે કે બીજી ભાષાઓની કાંઈબી મદદ લેવાને કશી અગ ત નથી તારે પેહુલવી જેવી નાંમીચી ભાષાને શું અગત પ રી કે પારકા દેશોની ભાષાઓનાં શબદોની મદદ લેએ! જા

હારે ખુદ પોતાનીજ ભાષાઓ હાવી નાંમીચાછે તાહારે પા રકા દેશોની ભાષાઓ ઊપરથી પેહલવી જેવી પુરાતંમ ભા ષા પોતાની રચના શું કરવાને કરે? કાંએજે જંદ અવશતા તથા કદીમ ફારશી, એ બે ભાષાઓ શું કંમછે કે દશતુરજી તેથી ઊલટો દાખલો આપેછે. આએ તકરાર શંમબંધી હ મોએ આગલા શફાઓમો જે ખોલાશો કીધોછે તે ઊપરથી વાંચનારી આલમની ખાતરી થઇ હશે, તે વાશતે આએ નાં ધલાં ચોપાંનીઆમો વધારે તકરાર ચલાવીઆ કરતાંને થો રાએક દાખલાઓ દાનેશમંન વાંચનારી આલંમની હજુરમો મુકીને હાલતો આ ચોપાંનીઆનો પેહલો ભાગ શંમપુરણ ક રીએચ—કાંકે હમારાં બીજાં આગલાં લખાંણમો આપણી પુ રાતમ પેહલવી વીગરેની ભાશાઓનાં ખુદ શબદો ટાંકી બત લાવાનો ઇરાદોછે, પણ કાંઇક અગવડને લીધે હાલ તુરત તે પેહલવી ટાઇપો બની નહી શકેઆ તેથી ભાગ બીજો હાલ તરત મોકુફ રાખીઓછે અને ખોદાતાલા કરે ને હમારી હઇઆતી જો શાબુત રહીતો ઇનશાલાતાલા વાંચનારા દાંનેશમંદોની મુનશફીને કાજે પેહલવી ભાશાનાં ખુદ હરફોનાં લખાંણ અને દાખલા શાથનો ભાગ બીજો થોરા મહીનાંમો છપા વીને બાહાર કાહાડીઆમો આવશે, તે ભાગ બીજો વાંચીઆ થીજ જરથોશતી આલમની વધારે ખાતરી થશે કે આપ ણાં જુવાંન દશતુરજીએ કેહવી મોટી ભુલ કીધીછે અને કદી મ પેહલવી ભાષા ઊપર ખાલી તોહોમત મુકીઊછે. દશતુરજી એ એ અને બીજીબી ભુલો કીધીછે તેહનુ મુખીએ કારણ એછે કે એરીઅન, તેમો અગત કરીને ઇરાંનીઓની ભાષા ઓની થોરી અથવા ઘણીજ કમતર માહેતગારીને લીધે દશતુરજીએ ચુકો કીધીછે કાંકે કેટલાએક પેહલવી શબદોનાં જે મુખીએ મુલ તતવો એરીઅન ભાષાઓનાંછે તેટલુંબી

દશતુરજી શમજીઆ નથી તારે દશતુરજીએ તે શબદોને શેમી ટીક ઠેરવીઆછે: જેમકે પેહલવી શબદો તથા અરથો:—

| | |
|---|---|
| હુમન | હું છેઉં |
| અબીતર | બાપ |
| અરતા | જમીન |
| બેનમન | છોકરો |
| તનુર | લડકી |
| ખાતમન | બેહેન |
| દાશુનતન | આપવું |
| ગબના | પુરૂષ |

હુમનનંઝ ઇઆને હું છેઉં. આએ પેહલવી શબદ વીશે દશતુરજી પોતાનાં પેહલવી વયાકરણમા લખેચકે "સેમી ટીક. હુહ ઊપરથી હુમન બનેલોછે" * આએ ઠેકાંણે દશતુરજીને એટલીબી ખબર નથી કે એ શબદ આપણા જંદ અવસતા ઊપરથી ઊતપંન થએલોછે. જોવો જંદમા સરવ નાંમનો તીજો પુરૂશ પરથમા વીભકતીનાં એક વચંનમો 'હો' અથવા 'હુ' ઇઆને "તે" કરીને આવેલોછે. † કે જે શરવ નાંમનો ધાતુ 'હુ' છે કે જે ઊપરથી પેહલવી આશરીઆ ભાષાએ તથા ઇનદુ ઇઓરોપીઅંન ભાષાઓએ એ ધાતુ પોત પોતાની ભાષાઓમા લીધાછે જેમકે પેહલવીમા 'હુમન' અશરીઆમા 'હુ' તથા ગુજરાતીમા 'હુ" એ પરમાંણે એ શબદનો ધાતુ એરીઅંનોની ભાષા ઊપરથી ઊતપન થએઓછે અને તે ઊપરથી સેમીટીકવાલાઓએ આશ

* જોવો દશતુરજીનાં પેહલવી વયાકરણને શફે ૨૦૭થી તે શફે ૨૦૯ મા.

† જોવો પરોફેશર બાપ કંમપારેટીવ ગરાંમરનો અંગરેજીમા મી૦ ઇડવરડ ઇશટવીકે કીધેલો તરજુમો છપાવી સને ૧૮૫૬ નાં વાલંમ ૨ જાને શફે ૪૮૪ મા.

રીઆ ઉપરથી લીધેલોછે-તે વાશતે હેવી બાબદો
ચાર આપીઆંની અગાઉ દશતુરજીએ ચોકશ
રવી હતી.

એજ શબ્દ હુ ડાકતર ઇશપીગલે દરશક સર
વાપરેલોછે * પેહુલવીમો એજ શબ્દ બેહદીન ધન
ફરાંમજીએ નાંમે કરીઆપદનાં વરતમાંન કાલનાં પેહ
રશ દાખલ હુમનમ ઇઆને હું છેઉ કરીને વાપરેલોછે
અબ અથવા અબીતર ઇઆને બાપ. આએ
દ થકી દશતુરજી આપુણે શંમજાવેછે કે એ શબ્દ
કછે ‡ અને પોતે એકરાર કરેચ કે "આએ.બો
શલ..અબુછે, તેહને..તર, હેવો અવશતાનો પર
ને....અબીતર થઇઉછે."

આએ ઉપરથી વધારે શાબેતી એજ મલેછે
રજીને એટલીબી ખબર નથી કે આએ શબ્દ એરાબ
ભાષાનોછે. જોઆ એલે દશતુરજીની માહેતગારી એરીઅ
ન ભાષામો ઘણીજ થોરીછે તારે શેમીટીક ભાષા કેમ શમ
જતા હશે ?

અબીતર શબ્દનો જનમ અવશતાનાં ફેદરે ઉપરથી
તથા કદીમ ફારશીના ફેતર ઉપરથી થએલોછે કે જે શ
બ્દ હાલનો ફારશી જુબાંનમો પેદરનાં ઉચચારથી વાપરી
આમો આવેછે. વાંચનારી આલમે વીચાર કરવો જોઇએચ
કે પેહલવી જેવો નાંમીચી ભાષામો બાપને શું કેહુ તે શબ
દ નહી મલી આઓ કે શેમીટીક ઉપરથી તે શબ્દ પેહેલ

---

* જોવો ડાકતર ઇશપીગલનું અવશતા જુબાંનનું જે વયાકરણ જ
રમન ભાષામો ઇશવી સને ૧૮૬૭ મો છપાવીઉછે તેહને શફે ૧૮૭ મે.

† જોવો બેહદીન ધનજીભાઇ ફરાંમજીનું પેહલવી વયાકરણ ઇશવી
સને ૧૮૫૫ માંને શફે ૩૬ મે.

‡ જોવો દશતુરજીનાં વયાકરણને શફે ૪૦૪ મો.

વી વાલાઓએ લીધો? આએ ઠેકાંણે દશતુરજીએ ઘણી મો ટી ભુલ કીધીછે કાંકે ઇનશાંનતો શું પણ હેવાંન જે જાંનવરો છે તો તેહનાં બચાંઓપણ ખુદરતી આવાજ માએ બાપને વા શતે કાહાડેછે જેમકે–મા, બા, અથવા પા તથા મે અથવા પે હે વી રીતે વગર વાચાનાં જાંનવરો પોતાનાં માબાપનાં નાંમ પોકારેછે તો પેહલવી જેવી કદીમ ભાષાને એરીઅન ભાષા ઓની શું એટલીબી મદદ નહી મલી? એ ઘણુ તાજુબછે. એ શબદ વીશે તપાશ કરતાં આપુણે માલમ પરેછે કે ન જદીક બશો ભાષાઓમો તે મલી આવેછે, તારે દશતુરજી કે હી શતાથી કેહચ કે એ શેમીટીકછે. આએ ઠેકાંણે થોડી એક ભાષાઓનાં નાંમો લખી જણાવીએચ તે ઉપર દાનેશ મંનદ શાહેબોએ વીચાર કરવો.

તો ,—પેહલવી
અબ—હીબરૂ
અબ—શાએરીઆક તથા આ
  રેબીક
અબ—યથીઓપીક તથા અબે
  શીનીઅંન
અબ—મેલીનદનો
અબ—લુમપોલીશ
ઓબ—ઇનબતશક
ઇબ }
ઇબી } અરવીગ
અબઅ—ગાલાશ
અબઅ—અંમહરીક
અબઅ—જેશશો
અબઅ—બોરનાન
અબઅ—તીલેનતી
અબો—કુબુતશચ
ઊબીઅ—ગરીનલાંનદ

અબબા—તંન ગુહત
યઇબબી—અદીઇલ
યઅબા—પ્લશુ
અબંમ—મોતઅઊન
અબંમ—કમશચંન
અબકશ—ગાલલા
અબીદર }
અબીતર } પેહલવી અથવા હુજવરશ
અબોગ—બરબરીષ
અબની—હુંનશ, ઇન, તીગરી
અબુબ—કોરોનશ
અબંમ—કનશકુઇ
અબબુ—ગાલલા
અબબુઇ—તીગરી
અબબો—અબેશીનીઆ
અબબાઇ—શંમુલી
વબબી—દીજીજલા દંનગ
  બીયદર—પ્ર

અબુય—ગરેત
યબીઅ—જંમુતશચ
ઓબીઓ—દોદો
અબબા—કદીમ ગરીનલાંન દરશ
અબબા—કાળદી અથવા બાળદી
અબબા—દેનકેળ
અબન—મીલીનદા
અબીની—હીબર
અબુના } આરેબીક
અબના }
અબેહંન—આબેશીનીઆ
અબત—અમહરાક
અબે—શરપ
અબો—ગુરંઊનગ

આ ઊપર લખેલી ભાષાઓનાં નાંમો એકથી વધારે વખત લખવાનું કારણ એ જે કદીમ તથા હાલની ભાષાઓ જમાનાંનાં દોર પરમાંણે તથા જુદા જુદા દેશો તથા શેહરોમાં એકબીજાથી દુર રેહવાનાં શબબથી કેટલાએક શબદોનાં ઊચ્ચારો ફેરફાર બોલવામાં આવેછે તેથી બે અથવા તેથીબી વધારે રીતે તેઓ જે શબદોનાં ઊચ્ચારો કરતા હતા તે પરમાંણે તે શબદો તાંકી દેખાડીઆછે તથા અગત કરીને તે ભાષાઓનાં મુલ ધાતુઓ જુદી જુદી ભાષામાં દેખાડીઆછે કે વાંચનારાઓને તરત ધેઆંન પોચારવાને બની આવે. આગલા શફાઓમાં હમોએ જે બોલાશો કીધાછે તે ઊપરથી વધારે શાબેતી એ મલેછે કે એ શબદનો મુલધાતુ એરીઅન ભાષાનોછે કે જે ઊપરથી શેમીટીક વારાઓએ લીધોછે. જેમકે કદીમ ફારશી જુબાંનમાં "ફ્તર" * શબદ આવેલોછે કે જે ઊપરથી હાલની ફારશી જુબાંનમાં "પેદર" શબદ બાપને વાશતે વાપરેછે અને તે ઊપરથી પેહલવી જુબાંનમાં "અબેદર" શબદે જનમ લીધોછે-એ વીશેની બીજી શાહદત એછે કે ડાકટર ઈશપીગલનો કાબેલ શાગરેદ

* જોવો દશતુર મુલ્લાફીરોજ બીન કાવુશની ફારશી જુબાંનમાં દશાતીર કીતાબ જે છપાવેલીછે ઇશવી સને ૧૮૧૮ મા, તેનાં વાંલમ ૧ લાને શફે ૨ જાનો ફકરો ૬ ઠો.

મી૰ ફરડીનંનડ ઇઊશટીએ પેહલવી બુનદેહેશનેનો તરજુમો જ
રમંન ભાષામો છપાવેઓછે તે પોતે કબુલ કરેછે કે પેહલવી
" અએદર " શબદ ફારશી પેદર * ઊપરથી લીધેલોછે તા
હારે હમો દશતુરજીથી એટલુંજ જાંણવા માંગીએચ કે દશ
તુરજી શા આધાર ઊપરથી કેહચ કે એ શબદ શેમીટીકછે.

પેહલવીનાં "અરતા" શબદ થકી દશતુરજી લખેચ †
કે શેમેટીકછે પણ દશતુરજીને એટલુંબી ખબર નથીકે એ
શબદનો અશલ મુલ ધાતુ કેહી ભાષાનોછે? હરેક પેહલવી
ભાષાનો અભીઆશીબી કેહી શખશે કે એ શબદનો અશલ
મુલ ધાતુ એરીઅનની ભાષાનોછે, તેથી હમુને ઘણુંજ તાજુબ
લાગેચ કે દશતુરજીને એટલીબી ખબર નથી કે એ ધાતુ આ
પણાં જંદ અવશતાનોછે. જેમકે અવશતા જુઆંનમાં વંન
દીદાદની પેહલી પરગરદમો "એરીઅનેમ વએજો" નો શ
બદ આવેલોછે કે જે શબદે શનશકરૂટ ભાષાનાં " અરીઅ
વારતતા" ના શબદને જનમ આપેલોછે અને અવશતાનાં
એરીઅ અથવા એરીય શબદ ઊપરથી શેમીટીકવારાઓ
એ ફેરફાર કરીને એ શબદ પોતપોતાની ભાષાઓમો લીધો
છે; જેમકે હીબરૂવારાઓએ ફારશી અથવા પેહલવીનાં અ
રાંન અથવા ઇરંન ઊપરથી "એલમ" શબદ લીધોછે; માતર
અશલ શબદમો ર છે તથા ન છે તેહને બદલે ર નો લ તથા
ન નો મ વાપરીઓછે, એલમ અને તેહેનો અરથ ઇરાંની
ઓના બાપનો કરેછે અને તે પછે આરબો એરાંનને કેકાં
ણે "અરાક" શબદ વાપરેછે એટલુબી દશતુરજીને ખબર ન
થી, જંનદ અવશતાના એરીઅ શબદ થકી આંપણા ગેલા

* જોવો પેહલવી તથા જરમન ભાષામો મી૰ ઇઊશટીની છપાવેલી પેહલવી બુનદેહશને દશેવી અને ૧૮૬૮ ની ફરહંગને શફે ૫૧ મો.

† જોવો દશતુર પેશુતનજીનાં પેહલવી વ્યાકરણને શફે ૪૦૬ મો.

ના નામીચા વીદીઆવાંન શેઠ ધનજીભાઇ ફરાંમજીએ પોતા નાં પુશતકમો * ઘણીજ માહાભારત તકરાર ચલાવીછે અને અંનતે શોધ કીધુછે કે એ શબદ જંદ અવશતાનોછે અ ને પોતાની તકરારમો ઘણાએક નાંમીચા હુઆરોપીઅન વીદીઆવનોનાં ગરંથોની શાહાદતો આપીછે કે જે વીશે દશતુર પેશુતનજીને હમો મજબુત ભલાંમણ કરીએચ કે જો એરીઅન ટોલાની ભાષાઓનો અભીઆશ બરાબર રીતે કર વો હોએતો શેઠ ધનજીભાઇ ફરાંમજીએ જે પુશતક અંગરે જીમો છપાવીઉછે તે ઉપરથી દશતુરજીએ પોતાનો અભી આશ કરવો કે કધીબી હાવી ભુલો નહી કરે. ઉપલા બોલા શાથી વધારે શાબેતી એ મલેછે કે એ શબદ પેહલવીનોછે તે ઉપરથી શેમીટીકવારાઓ એ એરીઅનનાં અશલ ધાતુ “અર” અથવા “એર” ઉપરથી “અર” ધાતુ લઇ ને તેહને “તા” અવયય દાખલ લગારીને તે ઉપરથી “અ રતા” શબદને જનમ આપે—એમો નવાઇ નથી, કાંએ કે અવશતા જુબાંનમાં ઘણાએક શબદોને “તઅ” અનુબંધ તરીકે શબદની પાછલ લગારેછે તેમ પેહલવીવારાઓએ “તા” લગારીઓછે.

પેહલવીમો છોકરાને વાશતે “બેનમન” નો જે શબદ વાપરેલોછે તે દશતુરજીનાં લખીઆ પરમાંણે શેમીટીકછે પ ણ દશતુરજીને એટલીબી ખબર નથી કે એ શબદ ખુદ એ રોઅંન ભાષાનોછે. એ પેહલવી શબદનો ઉચચાર તરણ રીતે આપણાં બુજરગો કરતા આવ્યાછે જેમકે:—“બેનમન”

---

* જોવો શેઠ ધનજીભાઇ ફરામજીએ ઓંન આરીજીન અનદ આ થંનતીશીટી આફ ધી આરીઅન ફમેલી આફ લાંનગુવેજશ છશવી સ ને ૧૮૬૧ મો છપાવીછે તેહને શફે ૩૮ થીતે ૫૨ મા તથા શફે ૮૩ ના નોટમો. તથા તેજ પુશતકનાં પાછલા ભાગનાં વધારામો શફે ૧૩૧ થીતે ૧૪૧ શુધી.

"બોમન" અથવા "બુમન" એઆને "છોકરો" એ શબદનો અ શલ ધાતુ કદીમ પારશીઓ બર નોછે. તે ઉપરથી "બેન" થઓછે અને તે ધાતુને આખરનો મન જોરીઆથી "બેન મન" નો ઉચચાર કરેછે. બીજી તરફથી વીચાર કરીએચ તો આપણા જનદ અવશતાઓ પુથર એઆને છોકરો એ શ બદનો અશલ મુલ ધાતુ પુ છે તે ઉપરથી પેહલવી વાલાઓ "બુ" ધાતુ લેઇને આખરનો "મન" જોરીને "બુમન"નો ઉચચાર કરેછે તે ઉપરથીબી વધારે શાબેતી એજ મલે ચ કે એ શબદબી એરીઅંન ભાષાનોછે કે જે ઉપરથી શેમીટીકવાલાઓએ લીધોછે. એ શવાએ વધારે દાખલો એછે કે દશતુરજીનાં શાગરેદ એ૦ શેહેરીઆરજી દાદાભાઇ ભ રૂચાએ ઇશવી શને ૧૮૫૯ મો આદરબાદ મારાશપંદનુ પં દ નામુ છપાવીઉછે તે મધે તેવંણ લખેચ કે "(=અરે૦.. bar r બદલાઇને પેહલવીમાં n થયોછે, જુઓ........ ....(દમનુનતુન) ઇતયાદી શબદો અર....બન) શેમે ટીક" * આએ દાખલો મોબેદ શેહેરીઆરજીએ પોતાની મ તલબ શાંધવાને વાશતે આપીઓચ તેહની અગાઉ જો એ મોબેદ પુરતી રીતે પોતાની મંન શખતી વાપરી હતે તો હાવો બેઉંનવો દાખલો નહી આપતે કાંકે પોતેજ પોતાનાં પુશતકને શફે ૧૦૪ મો અરેબીનાં "ban" નો દાખલો આપે ચ અને પોતે શફે ૧૦૩ મો લખેચ કે પેહલવી (bar) બાર એવો ફલ=ફ૧૦)! બાર બર એઆને ફરૂત હેવો અરથ કરેછે તારે પો તે એટલોબી વીચાર નહી કરતા કે પેહલવીનાં "બન મંન" શ બદને આએ પારશીનો "બર" ધાતુ મલેચ તારે શેમીટી ક ઉપરથી એ શબદ શું કરવાને પોતાનો જનંમ લેએ– દાંનેશમંદ વાંચનારાઓએ જાંણવુ જોઇએચ કે કદીમ પા

* જોવો એવંણનાં પુશતકને શફે ૧૦૩ મો.

રશીઓ "બર" ધાતુ છે કે જેને લગતુ એક શેહેરનુ નાંમ પારશતાંન કરીનેછે કે જેહનો અરથ "પળવંનતી જગા" કે જે શેહરને હાલની પારશી ભાષાઓ તથા કદીમ પારશીઓ પારેશતાંનથી કેહુછે અને "પાર" ધાતુ ઉપરથી પર ધાતુ નીકરયોછે કે જેહના ઉપરથી પુલ શબદે જનંમ લીધોછે અને પર ઉપરથી પારશીઓ પરજનદ શબદ ઉતપંણ થએ લોછે તેજ પરમાંણે "બર" ધાતુ ઊપરથી "બર મન" "બો મંન" અથવા "બન મન" શબદે જનંમ લીધોછે તે વાશતે દશતુરજી જે તોહોમત પેહલવી શબદ ઉપર મુકેછે તે બીલ કુલ નાપાએદારછે કાંકે એ પેહલવી શબદે એરીઅંન ભાષા ઊપરથી જનંમ લીધોછે તે ઉપર લખેલી દલીલોથી વધારે શાબેત થાએછે.

પેહલવી...."તનુર" ઇઆને ભઠઠી એ શબદ થકી દશતુરજી લખેચકે "(જોકે આએ બોલ આપણને અવશતામાં ...તનુર કરીને એજ અરથને સારૂ વપરાએલો મલેછે; *

દશતુરજીનાં આએ લખાંણ ઉપરથી હેવુ માલમ પડે છે કે એ શબદ થકી દશતુરજીનો વીચાર દામાદોલછે કાંકે દશતુરજી કેહચ કે "એજ અરથને શારૂ વપરાએલો મ લેછે" પણ દશતુરજીને શું એટલીબી ખબર નથી કે એ શબદ ખુદ એરીઅન ભાષાનો તથા આપણા પવીતર જંદ અવશતાનોછે એટલું જાંણતાંબી અવશતા જેવી પાક જુબા ન ઉપર દશતુરજી નાહેક શક નાખેચ. હમુને શમજ નથી પડ તી કે શા કારણશર એ શબદ દશતુરજી શેમીટીકનો ઠેર વવાનું દીલ બતલાવેચ? શું પોતાનાં ઇઊરોપીઅન મીતરોને રાજી રાખવાને? કાંકે દશતુરજી હેવા ઘેલા ગાંદા વીચારો આ

* જોવો દશતુરજી નાં વયાકરણ ને શફે ૪૧૬ મો.

પેછે તે એવંણનાં મીતર ડાકટર હાઊગને પશંદ પડેછે *
તે વાશતે દસતુરજી હીમતથી નથી કેહી શકતા કે એ શ
બદ જંદ અવશતાનોછે પણ તેથી ઊલટું હેવુ શમજાવેછે
કે અવશતાઓબી એ શબ્દ મલેછે પણ દશતુરજી હુમો ત
મારી ભુલછે કાંકે અશલ એ શબ્દ ખુદ અવશતા જુબાંન
નોછે તે ઊપરથી એ શબ્દે પેહલવીમો જનમ લીધોછે અ
ને એ ઊપરથી શેમીટીકવાલાઓએ પોત પોતાની ભાષાઓમો
લીધોછે. એ શબ્દ આપણાં જંદ અવશતામો હુવો શાધાર
ણછે કે "જરતોશતી દીનની ખોલ કરનારી મંડળી" નાં એ
ક સભાસદે પોતાની મંડળીની બેઠકમો શાબેત કીધુછે. †
"તનુર" તથા નશ્ક એ બોલો શેમેટીક નથી પણ એરીઅનછે
કે જે મંડળીનાં સરનશીન દશતુર પેશુતનજી ગોતેછે તે ઊ
પરાંત પોતાનો વીચાર દાબાંદોલ રાખવાનું કારણ શું ? ત
મો જેવા ધરમગરૂ થઈને હાવા હશી કરવા જેવા વીચારો
આપો તારે જરથોશતી આલમ તમારા ઊપર કેટલો ભરૂ
શો રાખશે તે વીશે ખુબ બારીકીથી વીચાર કરો ! એ બં
ધે શબ્દો ઊપર ડાકટર ઈશપીગલે પેહલવેલીવાર ધેઆંન
આપેઊછે. તોએપણ તે વીદીઆવાંનને શાબાશછે કે પોતાનો
આપખુદી તથા મતલબી વીચાર નથી આપીઓ અને પોતે
જ તે વીશે ઘણો શક બતાવેછે પણ પાછલથી પોતાની ખા
તરી કીધીછે, એ અને બીજા ઘણાએક શબ્દો શેમીટીક

---

* જોવો અંગરેજી મા અરદાવીરાફનાંમુ ડા૦ હાઊગે પેહલવીનાં તરજુમા શાથે ઈશવી સને ૧૮૭૨ મો છપાવીઊછે તેહનાં પરશતાવાના રેશાલામો શફે ૩૦ થી તે ૩૧ મો.

† જોવો જરતોશતી દીનની ખોલ કરનારી મંડલીનો પાંચ વરશનો મુખ્તેશર હેવાલ ઈશવી સને ૧૮૬૯ મો છપાવેલાને શફે ૧૯ મો.

વાલાઓએ એરીઅન ઊપરથી લીધાછે. * તેઆર બાદ દ શતુરનો પશંદ કીધેલો ડાકટર બુનશંન પોતાનાં ગરંથમાં † એ શબદ થકી બોલું કબુલ કરેછે તે નીચે લખેઆ પરમાંણેઃ—

"274. The only word which it is possible with any certainty to refer to the Semitic is tanûra, oven, stove ; in Hebrew, tannûr. But the Semitic origin of even this is doubtful, and the first mention of it occurs moreover in the Vêndidâd."

## ઊપલા અંગરેજી ફકરાનો ગુજરાતી તરજુમો.

"૨૭૪. તે એકજ શબદછે કે જે શેમીટીક (ભાષાને) કઈબી ખાતરીથી લાગુ પરાએછે—તનુર (જેહનો અરથ) ભઠ્ઠી, ચુલાનો થાએછે. હીબરૂમાં તનુર પણ એ શબદની ઊતપંનતી શીમીટીકમો શકમંદછે અને તે ઊપરાંત તે વંદી દાદમો પેહલવેહલો વાપરીઆમો આઓછે."

દશતુર પેશુતંનજીનો પોતાનો પશંદ કીધેલો ગરંથ કરતા પોતે કબુલ કરેચ કે એ શબદની શેમીટીક ઊતપનતી શકમંદછે તાહારે તહમો કેહી દલીલથી લખોચ કે એ શેમીટીકછે ?

પેહલવી . . . . બાતમન હઆને બેહુન, એ શબદ થકી દશતુરજી બતલાવેચ કે શેમીટીકછે. પણ પરથંમ દશતુરજીને એ શબદનો શુધ ઊચચાર કરવાનેબી બનીઊ નથી, એ શબદનો શુધ ઊચચાર બાદમનનો કરવો જોઈએ. દશ

* જોવો જરમંન ભાષામો પ્રાંન ડશ લંનડ જુવીશંન ડેમ ઇન ડશ ઉનડ ટીગરીશ પ્રશવી શને ૧૮૬૩ ને શફે ૨૭૪ થાતે શફે ૨૯૦ શુધી.

† જોવો ઇજીપટશ પપેશ ઇન ઊનીવરશલ હીશટોરી પ્રશવી સને ૧૮૫૯ ને શફે ૫૯૯ ની નોટ ૨૭૪ મો.

તુરજીને એટલીબી ખબર નથી કે એ પેહલવી શબ્દે જે જનમ લીધેલોછે તે અશલ અવશતાનાં "ખંધહ" શબ્દ ઊપરથી ફારશીંમા ખાહર † શબ્દે જનમ લીધોછે, અને તેજ શબ્દ ઊપરથી ખાહર અથવા ખાદમંન શબ્દે જનમ લીધોછે, એ શબ્દનો અશલ મુલ ધાતુ જંદ અવશતાનાં ખંધહ શબ્દ ઊપરથી ફારશી તથા પેહલવી વાલાઓએ લીધોછે તેબી દશતુરજીને માલમ નથી.

હમો ઘણાજ દલગીર છેઈએ કે આએ દશતુરજીને અવશતાની પવીતર જુબાંનનું ગનેઆંન બરાબર માલમ નહી હોશે તેથી હાવી રીતના ભુલો કરેછે તારે તે વીશે હઊરોપખંનડનાં વીદીઆવાંનો શું વીચાર આપશે? કાંકે દશતુરજીનો મીતર ડાકટર હાઊગ પોતે કબુલ કરેછે કે—"ખાહર" શબ્દ ફારશીનાં ...... ખુહર ‡ ઊપરથી લીધેલોછે, તાહરે હમારો શવાલ દશતુરજીને એટલોજછે કે તહમો કેહી શાહાદતોથી કેહશો કે એ શબ્દ શેમીટીકછે—જોઆમેલે દશતુરજીને એટલીબી ખબર નહી હશે કે ઈરાંનીઆની કુટંબની કેટલીએક ભાષાઓમો એ શબ્દ બેહુનનાં અરથ શારૂ વાપરેલોછે. હમણેનાં વખતમો દશતુર પેશુતનજી તથા એવંણનાં મદદનશીંનો કંમપારેટીવ ફીલાલોજીમો શબ્દ ઘણો શાધારણ ગણેછે પણ તે શબ્દનો ખરો અરથ શમજવો તથા કેહવી રીતે તે શબ્દ વાપરવો એ ઘણુજ મુશકેલછે કાંકે દશતુરજીએ પેહલવીનાં ખાતમન શબ્દની જો તપાશ કં

---

* જોવો દશતુર હોશંગજી તથા ડા૦ હાઊગે જંનદ પેહલવી ગલાશેરી ઈશવી શને ૧૮૬૭ મો છપાવીછે તેહને શફે ૫ મે.

† જોવો માકશ મુલલર લેકચરશ આન ધી શાઈનશ આફ લાંગુવેજ ઈશવી શને ૧૮૭૧ નાં વાલમ ૧) લાને શફે ૫૧ ની નોટ ૨૨ મી.

‡ જોવો દશતુરજી હોશંગજી તથા ડા૦ હાઊગે અંન ઓલડ પેહેલવી પાજંદ ગલાશેરી ઈશવી સને ૧૮૭૦ મો છપાવીછે તેહેને શફે ૧૪૫ મો.

મપારેટીવ ફીલાલોજીનાં કાએદાથી કીધી હતે તો હાવો હ
શી કરવા જોગ દાખલો શેમીટીક ભાષાઓ ઊપરથી આપતે
નહી પણ જોઆએલે દશતુરજીને કંમપારેટીવ ફીલાલોજીનો
કાએદો માલમબી નહી હશે કાંકે જો દશતુરજીને માલમ
હતે તો એરીઅનોની કદીમ ભાષાઓ શાથે મુકાબેલો કરવા
ને બદલે શેમીટીક ભાષાઓ શાથે નહી કરતે. આએ શબદ
નો તકરાર વીશે હમારી પાશે ઘણાએક દાખલાઓ લખવા
ને તઇઆરછે, પણ જગોની કોતાઇને લીધે હમો લમબાંન
નથી કરતા.

પેહલવીનાં ....દાબુનતંન શબદનો અરથ 'આપવું,'
'પેદા કરવુ" હેવી રીતે કરીને દશતુરજી આપુણે શમજાવેછે
કે એ શબદ શેમીટીકછે. હમો ઘણા દલગીર છેઇએ કે આ
એ દીનદાર ધરમ ગુરૂને એટલુંબી માલમ નથી કે એ
શબદ ખુદ એરીઅંન ટોલાની ભાષાઓનોછે. જો દશતુરજીએ
વયાકરંણનાં કાએદાથી એ શબદના મુલ તતવનો શોધ કીધો
હતે તો હેવી રીતે ભુલ નહી કરતે કાંકે અવશતા ભાષાનો
એક શીખાઊ અભીઆશીબી કેહી શકશે કે એ પેહેલવી શ
બદનો મુલ ધાતુ અવશતા ઊપરથી લીધોછે; જેમકે—"દાબુ
નતન" એ કીરીઆપદ શામાનીઅ રૂપમો આવેલોછે કે જેનો
અરથ "આપવું" કરીને થાએછે અને એ શબદનો અશલ ધા
તુ દા જે છે તે જંનદ અવશતાનાં દ અથવા દા ઊપરથી પે
હલવીવાલાઓએ દા ધાતુ લેઇને તેહને મદદે અનુબંધ બુ
ન લગારીને શામાનીઅ રૂપનો તન લગારીઓછે. હવે બુ જે
છે તે જંદ અવશતાનોછે જેમકેઃ—બુ ધાતુ ઊપરથી "બવામે"
કીરીઆપદ જંનદ અવશતામો આવેલોછે કે જેહુનો અરથ
"હું છેઊ" કરીને થાએછે. એ ઊપરથી વધારે શાબેતી એ
મલેછે કે અવશતા ઊપરથી પેહલવીમો એ શબદે જનમ લી

ધાછે. તેથી હમારા નેક દશતુરજીને ઘટેચ કે અવશતાનાં એલમનું પુખત ગનેઆંન મેલવેઆ પછે શબદોની તપાશ કરો તો શારૂ. હાવા શાધારણ શબદોની તપાશમો તમો ભુલ કરો છેવો તારે પેહલવીનાં બીકટ બોલો શી રીતે શમજતા હશો? પેહલવીનાં "ગબના" શબદ થકી દશતુરજી લખેચ કે શેમીટી કના "ગબર" અથવા "ગેબેર" ઊપરથી પેહલવીવાલાઓએ "ગબના" લીધોછે કે જેહનો અરથ પુરૂશ નર નો થાએછે પણ પરથમતો દશતુરજીને એટલીબી ખબર નથી કે "ગબ ર" શબદ કેઇ ભાષાનોછે? દશતુરજીને જો ખબર હતે તો ખરાંનું ખોટુ નહા કરતે. દશતુરજીને જાણવું જોઇએચ કે ઇ રાંન શેહરમો એક શેહેરછે કે જેહનું નામ ગબરે આબાદ * કરીનેછે કે જે શેહરનાં અંદર જરથોશતીઓનો નેક કેબ લો આતશ બેહેરામનોછે તે શેહરના રેહવાશીઓને દીનં દુશમ નો "ગબર"કરીને કેહેછે પંણ એ શેહરનાં રેહેવાશીઓ ય જદાંપરશતોછે કે જે વીશેની તકરાર આએ જગોએ કરવાને હ મો બંધાએલા નથી કાંકે હમારી તકરારની અશલ મતલબ જુ દીછે. દાંનેશમંદ વાંચનારાઓએ જાણવું જોઇએચ કે એ શબદ અશલ કદીમ પારશી જુબાંનનોછે અને તે શેહેરનાં અંદર જેઓ રેહેવાશી હતા તે વોને "ગબર" ને નામે બોલા વતા હતા અને ગબર ઊપરથી પેહેલવીમો એ શબદે "ગબના" કરીને જનમ લીધોછે. આએ કાએદો પેહેલવીમો ઘણોજ શાધારણછે. । આએ આકારનાં પેહલવી હરફનાં ઊ ચચારો છ પરકારનાં થાએછે જેમકે એ ઓ ઊ ન ર વ, તે ઊપરથી અશલ શબદ જે પારશીમો "ગબર" છે તે ઊપરથી પેહલવીવાલાઓએ ર ને ઠેકાણે ન નો ઊચચાર કરીને પે

* જોવો આઊલીશ ટરાવેલશ ઇનધી ઇશટ, શને ૧૮૧૯ નાં વા લમ ૧ લાને શફે ૧૦૫ થીતે શફે ૧૧૦ શુધી અને વાલમ ૩ જાને શ ફે ૮૪ થીતે શફે ૧૮૬ શુધી, તથા વલી શફે ૪૧૦ મો.

હેલવીઓ "ગમના" નો શબદ વાંચેછે કે જેહનો અરથ પુરૂ શનો થાએછે.

દીનદાર જરથોશતી આલમે જાંણવું જોઇએચ કે કેટલાએક શાહેબો એક અગતનો શવાલ પુછેછે કે પેહલવી અથવા હુજવરશ ભાષા જરથોશતી ધરમ શાથે શું શંબંધ રાખેછે! આએ શવાલનો ખોલાશો કરવાને હમો ઘણોજ અગતનો જાંણીએ છેઇએ. આપણાં જરથોશતીઓએ જાંણવું જોઇએચ કે આપણા પાક જંદ અવશતા, ઇજશને, વીશપરદ, વંનદીદાદ, ખોરદેહ અવશતા, તથા બીજા કેટ લાએક અવશતાઓનાં અરથો હુજવરશ અથવા પેહલવી ભાષામો કીમેલાછે, તથા આપણા પવીતર મુકાંમો જેવાં કે આતશ બેહરાંમ, દખમાઓ, ઇતીઆદી ઇતીઆદી, એઓ ની કીરીઆ મારગ તથા જરથોશતી ધરમને લગતી કીરી આઓનાં પુશતકો અથવા રવાએતો હાલ આપણા જરથો શતીઓ પાશે મોજુદછે કે જે પુશતકોનાં આધાર ઊપરથી લાખો રૂપીઆના ખરચો કરીને ધરમનાં મુકાંમો બાંધીઆ મો આવેછે તેઓની કીરીઆઓ અવશતા તથા પેહલવીનાં પુશતકો ઊપરથી કરોઆમો આવેછે તે ઊપરથી પેહલવી ભાષા આપણાં ધરંમ સાથે શંબંધ રાખેછે, અને તે પેહલવી ભાષાનાં શબદોનાં ઊચચારો તથા વંનચાંનો હાલી જમાંનાંનાં વખતમો વગર શમજવે કેટલાએક અંથોરનાંન ટોલાનાં શાહેબો તથા અગત કરીને ઇઊરોપીઅંન વીદીઆવાંનો શે મીટીક કાએદે પેહલવી શબદોનાં ઊચચારો કરેછે તેથી અ શલ પેહલવી શબ્દનાં ખરા અરથનો નાશ કરેછે—તે વીશે વાંચનારી જરથોશતી આલમની ખાતરીને વાશતે આએ એક દાખલો હમો નીચે લખી જણાવીએચ, તે ઊપર મેહ રબાંનોની રાહે ધેઆંન પોંહચાડવું.

મુંબઈમા પરખીઆત થએલો પુણાવાલો ડાકટર મા રટીંગ હાઊગ જે ગહરશથ પોતા વીશે હેવું ગુમાંન રાખે છે કે તેહનાં જેવો કાબેલ જંદ અવશતા તથા પેહલવી જુ બાંનમા હીનદોશથાનતો શું પણ ઈઊરોપખંડમાબી કોઈ નથી, તે કાબેલ શખશની અકલનો નમુનો આએ ઠેકાંણે દેખારીએ છેઈએ તે ઊપર વાંચનારા શાહેબોએ વીચાર કરવો કે એ ક પેહલવી શબદનો શેમીટીક કાએદે ઊચચાર કરીને તે આ ખા પ્રકરાની મતલબનો કેહવો નાશ કીધોછે.

આપણા જરથોશતીઓને રોશંનછે કે મુંબઈની નામ દાર શરકારની મદદથી પેહેલવી અરદા વીરાફ નાંમાંનો અંગરેજીમા ઈશવી શને ૧૮૭૨ મા એ ડા૰ હાઊગે જે ત રજુમો કીધોછે કે જે ઊપર હમો ઘણોજ થોડો ભરૂશો રા ખીએછે તેમા ડા૰ હાઊગે જે ભુલ કીધીછે તે અશલ પેહ લવી પ્રકરાનાં ઊચચારો ડાકટર હાઊગની રીતી પરમાંણે હમો આએ ઠેકાંણે અંગરેજીમા લખીને પછે ગુજરાતીમા અરથ શાથે લખી જણાવીએચ કે તે ઊપરથી વાંચનારી આલંમને મુનશફી કરવાને બની આવે.

**ડા૰ હાઊગ વાલો અશલ ફકરો અંગરેજી હરફોમા તેહેના અંગરેજી તરજુમા શાથે.** *

1. Va valman Viraf rai VII Akhtman yehevund 2 va valmanshan kola VII akhtmanan Viraf chigun neshman yehevund homand.

---

* જોવો ધી બુક આફ અરદા વીરાફ દશતુર હોશંગજી જામાશ જી તથા ડા૰ મારટીન હાઉગ, તથા મી૰ વેશટની મદદથી ઈશવી સને ૧૮૭૨ મા છપાઈછે તેહેને શફે ૮ મેનો બાબ બીજો તથા શફે ૧૪૯ મા તેહનો અંગરેજી તરજુમો.

## ઊપલા ફકરાના અંગરેજી અરથો.

1. And that Viraf had seven sisters, 2. And all those seven sisters were as wives of Viraf.

અશલ પેહલવી ફકરા ના આએ અંગરેજી ઊચચારો ડાકટર હાઊગની રીતી પરમાંણે તેહનાં ગુજરાતી ઊચચારો:—

૧—વ વલમંન વીરાફ રાએ ૭ અખતમંન યઇહેવું નદ. ૨—વ વલમનપાંન કોલા ૭, અખતમનાંન વીરાફ ચીગુન નેશમન યઇહે વંનદ હોમનદ.

## ઊપલા પેહલવી ફકરાના ગુજરાતી અરથો.

૧—અને તે વીરાફની શાત બેહેનો હતી, ૨—અને તે બધી સાતે બેહેનો તે વીરાફની બઇરીઓ હતી.

ઊપલા પેહલવી ફકરાનાં કેટલાએક શબદોનાં જે ઊચચારો ડા૰ હાઊગે કીધાછે તે ઘણાજ અશુધ તથા ગલતછે તે વીશે હવે પછે ખોલાશો ભાગ બીજાઓ કરશું, કાંકે હાલ લંબાણ થાએછે તે શબબને લીધે તે તકરાર મોકુફ રાખવી પડીછે.

ડા૰ હાઊગે એ પેહલવી ફકરાનાં જે અરથો કીધાછે તેને વાશતે આંખ આડે કાંન કરીને તે ખોટા અરથને ટેકો આપવાને ઇઊનાંન ગરંથ કરતા હીરોડોટશની શાહાદત આપેછે કે પારશીઓઓ બેહેનની શાથે લગન કરતા હતા, અને દશતુર હોશંગજીએ જે ભાગો ટુટો દાખલો આપેછે તેહેનીબી વીરૂધ જઇને ડા૰ હાઊગ હેવું શાબેત કરવા માંગેચ કે વીરાફ બેહેનો સાથે પરણીઓ હતો; પણ દશતુર હોશંગજીઓ દશતુરીને લાએકનીં એટલીબી જરફ નહી મલે કે ડા૰ હાઊગને એટલોજ શવાલ કરતે કે જરથોશતી ધરમનાં ફરમાંન મુજબ એકથી બીજી બઇરી નહી થાએ

અને બેહેન સાથે લગન કધીબી નહી કરાએ તાહારે વીરાફ જેવા કાબેલ દશતુર જે ભલી દીનનો મોજેજો દેખારવાને પેલી જેહાનમો જાએ તે પોતાની બેહેનો શાથે કેમ લગન કરે! ખેર, આએ કેકાંણે દશતુર હોશંગજીએ પોતાની અકલ ને દગો દીધો પણ ડા૦ હાઊગ જે દશતુર હોશંગજીનો ઊશ તાદ થાએ તથા જંદ અવશતા તથા પેહલવીઓ પોતેજ કે હચ કે માહારા જેવો કાબેલ કોઈ નથી તાહારે હમારો શવા લ એછેકે શું ડા૦ હાઊગને અવશતાનું પ્રરમાંન તથા જર થોશતીઓની ચાલચલણબી માલમ નહી હતી કે હાવો ઘે લો તથા બેહુંધો દાખલો આપેચ કે આએ વીરાફ જેવા પવીતર દશતુરની સાત બેહનો હતી તેહની શાથે પોતે પર નીઓ; પણ એ અકલનાં દુશમેનને એટલીબી ખબર નથી કે જરથોશતી ધરમનું પવીતર પ્રરમાંન શું છે! એતો ડા૦ હાઊગે શરીઆંમ એક ખોટું તોહોમત વીરાફ જેવા દીનદા ર ઊપર મુકીઊચ.

ડાકટર હાઊગે ઊપલા પેહેલવી પ્રકરાનો ખોટો અરથ કરીઆ બાદ પોતાનાં લખાંણને ટેકો આપવા શારૂ ઈઊનાંન ગરંથ કરતા હીરોડોટશની તવારીખ ઊપરથી શાહાદત આ પેચ કે આગલા ઈરાંનીઓમો એ રવઈઓ હતો કે તેઓ પોતાની બેહેન સાતે લગન કરતા હતા! વાંચનારા દાંનેશમં દ શાહેબોએ જાંણવું જોઈએચ કે ઈરાંનીઓને લગતી ત વારીખ હીરોડોટશે લખીછે તે કેટલેએક દરજે તદન ખોટી ત થા વગર પાઆનીછે તે વીશે નીચે લખેલી શાહાદત ઊપર થી વાંચનારી આલંમની ખાતરી થાશે.

હીરોડોટશ પોતાની તવારીખમો ઈરાંની પાદશાહ અ થવા શેહેનશાહો શારૂ લખેચ કે તેઓ જાહારે લડાઈ ઊપર જાતા હતા તાહારે પોતાનાં ઘોડાવાલાની મદદ માંગતા હ

તા! હાવું ખોટું તથા ગલત લખાંણ હીરોડોટશે પોતાની તવારીખમો લખવાને શરમીંદુ જેવું નથી ધારીઊ, તેમજ ઇરાંનીઓનો તે કટતો શતરૂ હતો તે ઊપરથી ઇરાંનીઓ શારૂ એમબી લખે કે તેઓ પોતાની બેહુનો સાથે લગ્ંન કરતા હતા!! તો તેવાં ખોટાં લખવામો તે બખીલાઇ શું કરવાને કરે, અને હાલી જમાંનાંમો ડાક્ટર હાઊગ જેવા ખાલી ટેકો આપે તાહારે કેટલાએક મુરખો હા કાંએ નહી કેહે?

હીરોડોટશ જે એમ લખેચ કે આગલા ઇરાંનીઓ લડાઇમો જતા હતા તાહારે ઘોડાવાલાની મદદ લેતા હતા તે લખાંણ બીલકુલ ખોટું તથા હશદની નજરથી લખેલું માલંમ પડેછે. એ વીશે હમો એક એતેબર શાહાદત એજ આપીએચ કે ઇરાંન શેહેરમો કેટલાએક ડુંગરો તથા કોહો ઊપર ખીલા રોકી હરફની જે તખતીઓમો ઇરાંનીઓ પોતાનાં હેવાલ કોતરાવી ગીઆછે તે મધે ઇરાંની પાદશાઓએ જે જે ફતેહ મેલવેલીછે તે મધેનાં લખાંણમો જગે જગે લખેચ કે હોરમજદની મદદ તથા બખશેશથી મેં ફતેહ કીધીછે. એ ઊપરથી ઊઘાડુ શાબેત થાએછે કે હીરોડોટશે પોતાનાં પુશતકમો તદન ખોટુંજ એરવી દીધુછે. આએ દાખલો હમોએ જે આપીઓછે તે એક વીદીઆવાંન ઇઊરોપીઅન ધરશથનાં લખાંણ ઊપરથી આપીઓછે પણ અતરે લંમબાંણ થાએ તે શબબે તેહનો શદંનતર આખો ફકરો હમોએ નથી લખીઓ. આએ શાહાદત ઊપરથી વધારે શાબેતી એજ મલેચ કે એ ઇઊનાંનગરંથ કરતા ખોટું લખાંણ કરવાને શરમાઓ નથી, હેવું છતાં ડા૦ હાઊગ તે શખશનોજ દાખલો આપેચ એ કેહવું બેહુંનધુછે, તે વીશે નેક વાંચનારાઓએ પોતેજ વીચાર ક

રવો. ડા૦ હાઊગ પોતાનાં લખાંણને ટેકો આપવાને ખવેતવદ થનાં શબ્દ ઊપર આધાર રાખેછે, પણ પરથંમ ઓ ડા૦ હાઊ ગ ખવેતવદથ શબ્દનો ખરો અરથ શમજીઓ નથી તે વા શતે ડા૦ હાઊગને ઘટેચ કે પરથમતો એ શબ્દનો ખરો અરથ શમજવો જોઇએચ, અને પછે તે શબ્દનાં આધાર ઊપરથી શાહાદત આપવી જોઇએચ. ખવતેવદથ એ શબ્દ નો ખરો અરથ પેહડી દર પેહડી આએ પરમાણે કરેછે કે ભાઈ બેહનનાં છોકરાંઓનાં લગંન થાએછે, તેહુની શગાઇને વાશતે એ શબ્દ વાપરેલોછે, પણ ડા૦ હાઊગના લખીઆ પરમાંણેનો એ શબ્દનો અરથ નથી થાતો, તે વાશતે ડા૦ હાઊગ પોતાની મતલબને વાશતે હેવી રીતે અરથ કરવા માંગેચ તે કધીબી બંધ બેશવાનો નથી. એ શબ્દના ઊ પર વધારે તકરાર હાલ કરવાને હુમો દરૂશત નથી ધારતા, પણ જે પેહેલવી ૫કરાનાં એક શબ્દનો ખરો અરથ ડા૦ હાઊગ તથા દશતુરજી હોશંગજી શમજીઆ નથી તે વીશે નો ખોલાશો કરવાને હાલ તરત હુમો મુનાશેબ જાંણીએચ કે જેથી કરીને અશલ ૫કરાની મતલબ બરાબર માલમ પડે.

અશલ પેહલવી નાં આખા ૫કરા મધે ૫કરો બીજો જે છે તે ઊપર દશતુર હોશંગજી તથા ડાકટર હાઊગે જો બરાબર ધેઆંન પોંહચાડીઊ હતે તો હાવી માંએની કધીબી નહી કરતે. એ ૫કરા બીજા મધે જે શબ્દ....“કોલા” અ થવા “કના” કરીને વાંચીઓછે તે ગલત. વાંચીઓછે, આએ મેહલ ઊપર એ શબ્દ એ પરમાંણે નહી વાંચવો હતો. આપ ણાં શાહેબો એ શબ્દનો ઊચચાર “કના” નો કરેછે તે કે ટલેએક દર૦૪જે બરાબરછે અને ડા૦ હાઊગે શેમીટીક કા એદ વાંચીઓછે તે બીલકુલ ગલતછે, પણ જો એ પેહલવી

શબ્દનો ડા૦ હાગે એરીઅંનોની ભાષાઓનાં કાએદા પર માંણે તથા કમપારેટીવ ફીલાલોજીનાં કાએદા પરમાંણે ખરો ઊચચાર કીધો હતે તો હાવું ગોતું નહી ખાતે, કાંકે એ અશલ પેહલવી શબ્દનો ખરો ઊચચાર આએ મેહેલ ઊપર આએ પરમાંણે થાએછે; જેમકેઃ—"કનહે" કનીક કનીય અથવા કનાઆ, હેની શાબેતીમો હમો એક મોતેબર દાખલો એ આપીએચ કે "કુમારી" ને વાસતે આપણાં જંદ અવશતામો "કેનેક" અથવા "કએનીક" તથા "કનીય" કરીને શબ્દો આવેછે કે જેનો અરથ કુમારીનો થાએછે તે ઊપરથી એ શબ્દે પેહલવીમો જનંમ લીધોછે. અને એ શબ્દનો ખરો અરથ કનીઆ અથવા કુમારીનો થાએછે તેહને ઠેકાંણે ડાકટર હાઊગે શરવેનો જે અરથ કીધોછે તે ખોટોછે. જો ડા૦ હાઊગ તથા દશતુર હોશંગજીએ એ પેહલવી શબ્દની ઊતપંનતી ઊપર ધેઆંન પોંહચાડીઊ હતે તો હાવી ભુલ નહી કરતે, અને અશલ પેહલવી ફકરાની ખરી મતલબનો નાશ નહી કરતે. એ આખા પેહલવી ફકરાના ખરા અરથો આએ પરમાંણે થાએછે.

## અશલ પેહલવીનાં બે ફકરાનાં ગુજરાતી ઊચચારો.

૧, વ વરમન વારાફ રાદ ૭ ખાદમન જાનુનદ.

૨, વ વરમનીપાંન કનેહે ૭ ખાતમનાંન વીરાફ ચીગુન ને શમન જાનુનદ હુમંનદ.

## આએ ફકરાનો ગુજરાતી તરજુમો.

૧, અને તે વીરાફની શાત બેહેનો હતી.

૨, અને વીરાફની તે સાત બેહનો શરવે કુમારી ઓરતો હતી.

ઊપલા ફકરામો કેટલાએક પેહલવીનાં શબદોનાં ઊચચા

રો ડા૦ હાઊગે પોતાની રીતી પરમાંણે કીધાછે, તે ઊચચારો હમો કબુલ નથી કરતા પણ હજારો વરશો થઆં જે પરમાંણે પેહડી દર પેહડી આપણા બુજરગો તથા નેઆગાંનો કરતા આવેછે તેજ પરમાંણે હમોએ ઊચચારો કીધાછે. એજ પેહ લવી ૫કરાની અંદર "કનેહુ" નાં શબદ વીશેજ ડા૦ હાઊગે ભુલ નથી કીધી પણ બીજો જે પેહલવાનો શબદ 'નેશમન" નો આવેલોછે તેહુના અરથો બે જુદીજ રીતનાં થાએછે, પેહલો અરથ ઓરતનો તથા બીજો અરથ બાએડીનો થા એછે. હવે જો એ અરથ ઊપર ડાકટર હાઊગે ધેઆંન પોંહ ચાડીઊ હતે તો એ જગોએ બાએડીનો અરથ નહી કરતે, અને ઓરતનો અરથ કરતે કાંકે ઓરત શબદ વાપડવાનું કારણ એછે કે અરદા વીરાફની ૭ બેહનો કુમારી ઓરતો હ તી. કુમારી છોકરીઓ નહી હતી-તે શબબથી પેહલવીઓ કુમારી છોકરી તથા ઓરતનો એકજ શબદ આવેલોછે તેથી એ બોલની લગવી માંએની કરીઆ બાદ પેહલવી વાલા એ શોરતી માંએની વધારે શમજ પાડવાને વાશતે કુમારી ઓરત કરીને એ શબદનો ખોલાશો કીધોછે, જેમકે અંગરે જી ભાષામો "વેરજીન" શબદનો અરથ "કુમારી" કરીને થાએછે પણ ગુજરાતી ભાષામો "કુમારી છોકરી" અથવા "કુમારી ઓરત" હેવા જે શાધારણ શબદો મલેછે તેમ અં ગરેજીમો નથી મલતા તેથી "વેરજીન" નો શબદ આવે તા હારે હેવો શવાલ નાંખીઆમો આવે કે તે છોકરીછે કે ઓ રતછે? તાહારે જો છોકરી હોએ તો છોકરી કરીને કેહેછે, અને ઓરત હોએતો ઓરત કેહેછે, તેમજ પેહલવી વાલા એ ઓરતને વાશતે "નેશમન" શબદ વાપરેલોછે કે તે કુ મારી ઓરતો હતી. આએ બાબતમો ડા૦ હાઊગે ભુલ કીધી પણ હમુને અજબ લાગેચ કે દશતુર હોશંગજીએ પણ કે

મ ભુલ કીધી, કાંકે એવણને શારીપખે ખબરછે કે જે મેહલ
ઊપર જે બોલ વાપરવો પડે તો તેહેની લગવી માએની કરી
આ બાદ શીફ્તી માંએનીપર ધેઆંન પોહચાડવું જોઇએ
કે તેથી હાવી ગફ્લતી નહી થાએ.

આએ ઊપરથી વાંચનારા શાહેબોએ વીચાર કરવો કે
વીરાફ્ની સાત બેહેનો કુમારી ઓરતો હતી તેહ
ને ઠેકાંણે એ પેહેલવી શબ્દ શેમીટીક કાએદે વાંચી
ને ડા૦ હાઊગે અશલ ખરી મતલબ કેહેવી ઊલટાવી દીધી
છે તે વાશતે હમારો વીચાર એછે કે જે પેહલવી શબદોના
ઊચ્ચારો પેહેડી દર પેહેડી આપણાં નીઆગાહાંન તથા બુજ
રગો કરતા આવેઆચ તે ઊચ્ચારો ફેરફાર નાહી કરવા
જોઇએ જાંહાંવેર કે એરીઅંનોની ભાષાઓનાં પુખત શબદો
આપુણે મનમાંગતા મલી આવે તાંહાંવેર, કાકે પેહલવી
ભાષાના વેયાકરણની જે રચનાછે તે નીરમલ એરીઅનો
નાં વયાકરણને મલતીછે તે વાશતે જો પેહલવી ભાષાનો મુ
કાબેલો કરવો હોએતો એરીઅન ભાષાઓ શાથે કરવો વધારે
બેહતરછે, નહીતો આગલ ચાલતાં વધારે ખરાબી થાશે તે વા
શતે આપણાં ધરંમગુરૂઓને ધટેચ કે પોતાની પવીતર ભાષા
ઓનો અભીઆશ બરોબર કરીને પછે શેમીટીક અથવા બી
જી ભાષાઓનો અભીઆશ કરેતો શારૂં નહીતો કોઇ વખત
પશતાવું પડશે. હમો આગલા શફાઓમો બોલું બોલેલા
છેઇએ કે પેહલવી જેવી કદીમ ભાષા ઊપર બોટું તોહોમત
મુકીઊછે તે વીશે આગલા શફાઓમો હમોએ જે જે દાખ
લાઓ આપીઆછે તે ઊપરથી દીનદાર જરથોશતીઓની
ખાતરી થાઇ હશે. આપણા જરથોશતીઓએ જાણવું જોઇએ
ચ કે એરીઅનોની ભાષાઓ હુવોતો પુરાતનછે કે પરથવીની
બીજી શરવે ભાષામો પોતાનાં મુલ તતવો આપેલાછે કે જે
વીશેનાં દાખલાઓ ભાગ બીજામો આપીઆમો આવશે.

દશતુરજીએ પેહલવી વયાકરણની પછવાડે શેમી ટીક પેહેલવી શબ્દ કોશ જે છપાવીછે તે મધે ઘણાએક શબ્દોની ઊતપનતી પોતે શમજીઆ નથી તે વીશે આગલા શપ્રાઓમો હુમોએ જે જે શબ્દો ઊપર નુકતેચીનીઓ કી ધીછે તે ઊપરથી દશતુરજીની પોતાની તથાં વાંચનારી આલ મની વધારે ખાતરી થાશે અને હવે પછેનાં ભાગ બીજા વાલાં પુશતકમો તે શબ્દો બતલાવી આપીઆમો આવશે, કાંકે બીજી ભાષાઓનાં ટાઇપો બની નહી આવીઆનાં શબબથી આએ નાધલાં પુશતકનાં ભાગ પેહલામો તે શબ્દો બત લાવાને બની નથી આવેઊ અને તેજ શબબને લીધે હુમો એ આગલા શપ્રાઓમો યુરોપીઅંન તથા બીજા વીદોઆ વાનોનાં જે જે વીચારો આપવા કહેઆ હતા તેબી આપવાને બનીઊ નથી તથા પેહલવીનાં વયાકરણ ઊપર જે મુજાહેમત કીધીછે તે પણ પેહલવીનાં ટાઇપ નહી મલીઆનાં શબબથી ભાગ બીજાનાં અંદર છાપવાને મુલતવી રાખીઊછે, અને એ શવાએ એરીઅનોની ઘણીએક ભાષાઓનાં જે જે શબ ા શેમીટીક ભાષાઓમો આવેલાછે તે પણ ભાગ બીજામો છપાવીઆમો આવશે— તે વખતે એતેબર શાહાદતોથી દેખા ડી આપશું કે શેમીટીક ભાષાઓમો પાંનશોથી વધારે શબ ્આપણા જંદ અવશતાનાં મલી આવેછે—તે વીશે તથા ોની બીજી ભાષાઓનાં જે જે શબ્દો શેમીટીકનોછે ેક કોશટક ભાગ બીજામો છાપી જાહેર કરશું ગજીની તથા દાંનેશમંદ વાંચનારી આલંમ રી થશે.

ભાગ પેહેલો સમાપ્ત.